સળંગ અંક-૨૧, વર્ષ-૭, ઓક્ટોબરથી ડિસેમ્બર ૨૦૧૯

ISSN : 2321-4880

ગુજરાતની ઐતિહાસિક અને સાંસ્કૃતિક ધરોહરને ઉજાગર કરતું સામયિક

# અતુલ્ય વારસો®

Know Your Identity



उत्सवप्रियाः खलु मनुष्याः

- સુરતનાં યુરોપીય સ્મારકો
- ઓખામંડળનો ઈતિહાસ
- આદિવાસી સમાજની અલૌકિક કલાઓ
- ધર્મ અને શક્તિનું પ્રતિક : સિંહ

સ્પર્ધાત્મક પરીક્ષા વિશેષ

# અતુલ્ય વારસો®
*Know Your Identity*

ISSN : 2321- 4880
**નોંધણી નંબર :**
સોસાયટી નોંધણી નં. : ગુજ/૧૪૩૩૬ /અ'વાદ.
જાહેર ટ્રસ્ટ નોંધણી નં. : એફ /૧૪૧૪૯/અ'વાદ.

**પ્રકાશક :**
હિસ્ટોરીકલ એન્ડ કલ્ચરલ રિસર્ચ સેન્ટર,અમદાવાદ

**તંત્રી :** કપિલ ઠાકર

**સહતંત્રી :** કિન્નરી શાહ

**સલાહકાર સમિતિ :**
શ્રી પ્રવીણ ક. લહેરી, શ્રી વાય. એસ. રાવત
શ્રી સુભાષ બ્રહ્મભટ્ટ, ડૉ. વિશાલ જોષી
શ્રી કીર્તિ ઠાકર, શ્રી આશિષ ત્રાંબડીયા,
પ્રા. રફીકા સૈયદ સુલતાના, ડૉ. પી. એસ. ઠક્કર

**કો-ઓર્ડિનેટર :**
ઋષિ પંડ્યા, રોનક રાણા, ડૉ. શિવશંકર જોષી,
કુમાર પરમાર, હર્ષ પટેલ

**ફોટોગ્રાફર :** નરેન્દ્ર ઓતિયા

**મુખપૃષ્ઠ ફોટો :** વર્લ્ડ હેરિટેજ અમદાવાદની પોળના એક મકાનનું શિલ્પ

**ડિઝાઈન એન્ડ પ્રિન્ટ :** D3 Cube
**વેબસાઈટ :** www.d3cube.com

**પાંચ વર્ષનું લવાજમ :** ૨૫૦૦/- રૂ. (કુરીયર ચાર્જ સહીત)
**વાર્ષિક લવાજમ :** ૫૦૦/- રૂ. (કુરીયર ચાર્જ સહીત)
**છુટક નકલ :** ૧૦૦/- રૂ.

**લવાજમ/પત્રો મોકલવાનું સરનામું :**
એ-૩૧, કર્ણાવતીનગર, સ્વામિનારાયણ મંદિરની બાજુમાં, નવા નરોડા, અમદાવાદ-૩૮૨૩૪૬

9825129703, 9328312363
atulyavarso
@AtulyaVarso001
atulyavarso.magazine
atulyavarso@gmail.com
www.atulyavarso.com

# તંત્રીલેખ





નમસ્કાર મિત્રો,

વર્તમાન સમયમાં સમૂહજીવનની ભાવના ઘણી ઓછી થતી રહી છે, મોટાભાગના લોકો એકલ દોકલ જીવન વિતાવી રહ્યા છે તેમાં પણ પતિ-પત્ની બંને જ્યાં નોકરી-વ્યવસાય સાથે સંકળાયેલ હોય ત્યાં તો બાળકો પણ ઘણીવાર એકલતાનો ભોગ બનતા હોય છે અને બની રહ્યા છે તેને કારણે જ વર્તમાન સમયમાં નાના બાળકો કુદરતી રમત છોડી મોબાઈલની ગેમ અને યુ-ટ્યુબ તરફ વળ્યા છે. આ બધી સમસ્યાઓનો ઉકેલ આપણા તહેવારો આપે છે. તહેવાર એટલે રજા. રજા એટલે પરિવાર સાથે સમય. સમગ્ર વર્ષ દરમ્યાન દુર દુર વ્યવસાય અર્થે વસવાટ કરતા પરિવારજનો પણ મોટેભાગે દિવાળીના તહેવારોમાં પોતાના વતનમાં એક જગ્યાએ ભેગા થઈને સમૂહમાં આ મહાઉત્સવની ઉજવણી કરતા હોય છે. દિવાળી સાથે હિંદુ કેલેન્ડરનું વર્ષ પણ પૂર્ણ થતું હોય છે અને બીજા દિવસે નુતન વર્ષનો શુભારંભ થાય છે એ પણ એવા જ નવીન આશાઓ અને ઉમંગ સાથે કે જેથી આવનાર સમગ્ર વર્ષ દરમ્યાન અનેક નવા આયોજનો, સારા અને શુભ કાર્યો સતત કરતા રહીએ.

અમો અતુલ્ય વારસો થકી વિવિધત્તમ લોકજાગૃતિનાં કાર્યક્રમો તેમજ અમારી સાથે આપ સૌનું જોડાણ વધે તેવા પ્રયાસોમાં પણ અવિરતપણે પ્રયત્નશીલ છીએ. ગુજરાતમાં ઈતિહાસ અને કલા-સંસ્કૃતિ વિષયને અનુરૂપ ઘણા સારા અવકાશ છે, રાજ્ય સરકાર પોતાના સંલગ્ન વિભાગો દ્વારા વિવિધ પ્રયાસ કરતી હશે પણ તે ઘણા ઓછા અથવા તો અપૂરતા છે તે હકીકત છે આ બાબતે નવા વર્ષથી ઉચ્ચત્તમ કક્ષાએ વિચારણા થાય અને તે માટે આપણે સૌ સાથે મળીને પણ સરકારશ્રીને અપિલ કરીએ તે જરૂરી છે. વધુમાં જે વિધાર્થીઓ આ વિષય સાથે સંકળાયેલ છે તેમને મારે કહેવું છે કે હેરિટેજ એ આંતરરાષ્ટ્રીય વિષય છે અને ગુજરાતને પરીપ્રેક્ષ્યમાં રાખીને વિચારીએ તો આ વિષયમાં કામગીરીનો અને વિકાસનો ઘણો જ અવકાશ છે માટે હેરિટેજ વિષય પર તમારો રસ વધુને વધુ કેળવી આગળ વધતા રહો તેવી શુભકામના છે. આગામી સમયમાં અમો વિધાર્થીઓ અને યુવાનો સાથે મળીને આ માટે વિવિધત્તમ પ્રયોગો, પ્રવૃતિઓ હાથ ધરવાના છીએ જે માટે આપસૌનું જોડાણ આવશ્યક બની રહેશે.
આપ સૌને શુભ દિવાળી અને નુતન વર્ષાભિનંદન

-કપિલ ઠાકર

## ટ્રસ્ટીમંડળ (HCRC)

# અનુક્રમણિકા











# દિવાળીમાં એકબીજાને મળવાનું છે, એકબીજાનું અજવાળું પરસ્પર ધરવાનું છે

- રમેશ તન્ના
ફોટોગ્રાફ્સ - શીતીન શાહ

દિવાળી એટલે દીવાનું પર્વ. અજવાળાનું પર્વ હોય એ કેટલી સુંદર વાત છે ! દિવાળી શા માટે ઉજવાય છે તેની કથાઓ અને દંતકથાઓ ઘણી છે. મૂળ કથા એ છે કે ભગવાન રામ શ્રીલંકામાં વિજય મેળવીને અયોધ્યા પરત આવ્યા ત્યારે લોકોએ દિપજ્યોત પ્રગટાવીને આનંદ માણ્યો હતો. દિપાવલી એટલે કે દિપ આવલી. આવલી એટલે કતાર, સ્તંભ. લોકોએ દિપજ્યોતને લાઈનસર, કતારમાં ગોઠવ્યા હતા એટલે દિપાવલી કહેવાયું એમ પણ કહેવાય છે. મૂળ વાત છે જ્યોતની. એ જ્યોત માત્ર બહારની નથી, અંદરની પણ છે. અજવાળાનો પ્રસાર કરવો તે દિપાવલીના તહેવારનું મુખ્ય સત્વ છે. અજવાળું એ આ તહેવારની મુખ્ય ઓળખ છે.

**તારી તે વાટ અને મારું છે તેલ,**
**મહી જ્યોતિ તે આપણા બેની.**
**તારું તે ફૂલ અને મારું પતંગિયું,**
**મધુરપ તે આપણા બેની.**
- ચંદ્રકાન્ત શેઠ

તમે શબ્દોથી જેને દૂર રાખ્યું, હવે આંખોથી
છલકાઈ રહ્યું છે, તમે સૂરજનો રથ રોક્યો
હતો પણ, જુઓ અજવાળું ફેલાઈ રહ્યું છે.
(આદિલ મનસુરી)

અજવાળાને રોકી શકાતું નથી. દરેક વ્યક્તિના હૃદયમાં અજવાળું હોય છે. એક યા બીજી રીતે એ અજવાળું બહાર આવતું જ હોય છે. વ્યક્તિ ધારો કે બોલે નહીં તો પણ તેની આંખોમાંથી એ અજવાળું પ્રગટ થતું હોય છે. ઘણા લોકો અજવાળાને રોકવાનો પ્રયાસ કરતા હોય છે, પરંતુ અજવાળું બહાર આવ્યા વિના રહેતું નથી.

અજવાળાનો સ્વભાવ જ છે પ્રસરી જવાનો. અજવાળું એ એકવચનનો વિષય નથી. એ બહુવચનનો વિષય છે. અજવાળું કોઈ એકને જ મળે તેવું હોતું નથી કે થતું નથી. અજવાળું તો હંમેશા સહિયારું હોય છે. બીજો એક મુદ્દો એ પણ છે કે જે સહિયારું હોય છે તેનું હંમેશા અજવાળું હોય છે. જ્યાં સહિયારું હોય ત્યાં અજવાળું હોય જ. જેમ જેમ સહિયારાપણાની ભાવના ઘટતી જાય છે તેમ તેમ અજવાળું પણ ઘટતું જાય છે. એટલે તો ઘણા મોટા બંગલાઓમાં રહેતા એકલપટ્ટા લોકોના હૃદયમાં માંડ માંડ નાની નાની દીવી પ્રગટતી હોય છે. અજવાળું હવા જેવું છે. એ બધે એકસમાનતાથી પ્રસરી જાય છે. સૂરજને જુઓને ! સૂરજ બધા માટે એક સરખો ઊગે છે. સૂરજ અમીર કે ગરીબના ભેદ રાખતો નથી. એ શહેર કે ગામ માટે જુદાં જુદાં કિરણો ફેલાવતો નથી. અજવાળાનું મૂળ અને કૂળ આ જ છે. એ બધા માટે છે.

પ્રિયકાન્ત મણિયાર કહે છે, દીવડાની જ્યોત
થકી આંજી લીધી આંખડી, કાજળનું શું રે
હવે કામ ?

જ્યારે વ્યક્તિ પોતાની આંખમાં દીવો આંજી દે છે ત્યારે તેને અજવાળું જોવાના આશીર્વાદ મળી જાય છે. જેમ વ્યક્તિને નજીક કે દૂરનું જોવાના નંબર આવે છે તેમ વ્યક્તિને અંધકાર અને અજવાસના પણ નંબર આવતા હોય છે. ઘણી વ્યક્તિઓ એવી હોય છે કે તેમને અંધારાના નંબર આવ્યા હોય છે. તેમને બધેઅંધારું જ દેખાય. તેમને શ્વેત ભાતમાં પણ કાળા ડાઘા દેખાય. આવી વ્યક્તિઓ અજવાળાંને જોઈ શકતી નથી કે તેનો અનુભવ પણ કરી શકતી નથી. આવા લોકોને ગુજરાતી ભાષામાં અદેખા લોકો પણ કહે છે. જો કે મજાની વાત એ છે કે જેમ અદેખા લોકો હોય છે તેમ સદેખા લોકો પણ હોય છે. આવા સદેખા લોકોને અંધારામાં પણ અજવાળું દેખાતું હોય છે. એક ચિંતકે એમ કહ્યું છે કે અંધકાર એ બીજું કશું નથી, કાળો પ્રકાશ છે. આ પણ એક પોઝિટિવ દૃષ્ટિકોણ છે. જે માણસની આંખમાં અને હૃદયમાં ખીચોખીચ અજવાળું ભરેલું હોય એ વ્યક્તિને અંધકારમાં પણ કાળો પ્રકાશ દેખાય.

જ્યોત સે જ્યોત જલાતે ચલો,
પ્રેમકી ગંગા બહાતે ચલો...




ફોટોગ્રાફ - હિરવા જાની

એક જ્યોતથી બીજી જ્યોત થાય ત્યારે અજવાળાનું ગૌરવ વધે છે. બીજાના દીવાને ફૂંક મારીને હોલવી નાખનારી વ્યક્તિઓ ક્યારેય દિવાળીની ઉજવણી કરી શકતી નથી. એક દીવાથી બીજા દીવાને પ્રગટાવવો તેનું નામ જ દીવાળી. દીવાળી એ વર્ષમાં એક જ વખત ઉજવાતો તહેવાર નથી. તમે ધારો તો તેને રોજેરોજ ઉજવી શકો છો. દરેક વ્યક્તિ પાસે પોતાનું અજવાળું હોય છે. બીજા કોઈના અંધકાર ભરેલા જીવનમાં પોતાના અજવાળાથી સહયોગ કરવો તે દિવાળીની સૌથી મોટી ઉજવણી છે. આપણે બધા દિવાળીને સ્થૂળ અર્થમાં લઈએ છીએ. એ વાત યોગ્ય નથી. આપણે ઘરમાં દીવા પ્રગટાવીએ, કાર્યાલયમાં રોશની કરીએ તેનું મહત્વ તો છે જ. તેનાથી પણ આગળ વધીને સમાજમાં જ્યાં જ્યાં અંધારું છે ત્યાં આપણે આપણાં કર્મો દ્વારા અજવાળું ફેલાવવાનો પ્રયાસ કરીએ તે સાચી દિવાળી છે.

કોઈકે કહ્યું છે કે માના કે અંધેરા ઘના હૈં,<br>દીયા કરના કહાં મના હૈં ?

કેટલી સરસ વાત કરી છે ! જો અંધારું હોય તો દીવાની જરુરિયાત અને પ્રસ્તુતતા વધી જાય છે. એ વખતે તો દરેક વ્યક્તિને થવું જોઈએ કે ઝડપથી દીવો કરીએ. જ્યારે અંધારું જોવામાં આવે કે તેનો અનુભવ થાય ત્યારે તરત જ દીવો કરવાની જે લાગણી થાય તે લાગણીનું નામ દિવાળી છે. આવી લાગણી દરેક વ્યક્તિને થતી જ હોય છે. ઘણા લોકો એ લાગણીને દબાવી દેતા હોય છે, તો ઘણા લોકો તરત જ દીવો કરવા માટે પ્રયાસ કરતા હોય છે.

દિવાળીના પર્વે માત્ર પ્રકાશનો મહિમા છે તેવું નથી. પવિત્રતાનું પણ મહત્વ છે. તમે જુઓ કે દિવાળી પહેલાં સ્વચ્છતા માટે લોકો મચી પડે છે. નવરાત્રિ પૂરી થયા પછી ગૃહિણી આખા ઘરની સફાઈ કરવા માટે મચી પડે છે. ઘરનો ખૂણે ખૂણો સાફ કરવામાં આવે છે. વપરાતાં અને ન વપરાતાં વાસણો ઉટકવામાં આવે છે. ગાદલાં અને ગોદડાં તપાવવામાં આવે છે. ગામડામાં કાચાં ઘરોમાં ગાર-માટી કરવામાં આવે છે. શહેરોમાં રંગરોગાન થાય છે. આખા ઘરને નવું કરી દેવામાં આવે છે. આમ દિવાળીના પર્વ સાથે સ્વચ્છતા પણ સંકળાયેલી છે અને જ્યાં સ્વચ્છતા હોય છે ત્યાં જ પ્રભુતા હોય છે.

દિવાળી સાથે સમૂહમાં રહેવાનું અજવાળું પણ સંકળાયેલું છે. દિવાળી તો ભેગી જ કરવાની. પરિવારજનો ભેગા મળીને દિવાળી ઉજવે છે. નોકરી કે ધંધા માટે બહારગામ રહેતા પરિવારના સભ્યો દિવાળીએ તો દેશમાં કે ગામમાં કે વતનમાં આવી જ જાય. દિવાળી આવે એટલે તેના પગ ઘર તરફ વળે..વળે ને વળે જ... આ લાગણી છે તે સમૂહમાં રહેવાની લાગણી છે. દિવાળીએ માત્ર પરિવારજનોને મળવાનું નથી હોતું, સગાંવહાલાં, સ્વજનો, મિત્રો અને ગ્રામજનોને મળવાનું હોય છે. દિવાળીએ તો પોતાના દરેક માણસને મળવાનું જ. દિવાળીના પર્વમાં સમૂહમાં આનંદ વ્યક્ત કરવાની જે ભાવનાનો ઉદ્‌ઘોષ થાય છે તે ખૂબ જ મહત્વનો છે. આમ તો બધા જ તહેવારોમાં આવી લાગણી અનુભવાતી હોય છે, પરંતુ દિવાળીની વાત જુદી છે. દિપાવલી તો તમામ પર્વોનો મહારાજા છે. બીજા તહેવારોમાં એકબીજાને મળાય કે ન મળાય તો કદાચ ચાલે, પરંતુ દિવાળીમાં તો બધાને મળવાનું છે. એકબીજાનું અજવાળું એક બીજાને પરસ્પર ધરવાનું છે.



તુલસી પત્ર :

**અંધકાર ગમે તેટલો પ્રચંડ હોય તો પણ તે કોઈ દીવાની જ્યોતને હોલવી શકતો નથી**

– ગુણવંત શાહ

# વસોની અદ્‌ભુત કાષ્ઠ હવેલી

- નરેન્દ્ર ઓતિયા

મહેલ, હવેલી, ભવન, મકાન આ બધી સામાન્ય રીતે આવાસ માટેની સુવિધાઓ છે પરંતુ દરેક આવાસની સુવિધા તેની વિશાળતા, કલાત્મકતા, ભવ્યતાથી જુદી પડે છે. હવેલીઓ વિશે આપણે સૌએ ક્યાંક સાંભળ્યુ હોય કે જોયું હોય પણ તે કેટલી હદે કલાત્મક અને સુંદર હોઈ શકે તેનો નમૂનો આપણને વસોમાં આવેલી ગોપાલદાસની હવેલીમાંથી મળે છે.

દરબાર ગોપાલદાસ તથા મહેન્દ્રભાઈ દેસાઈની આ હવેલી અઢીસો વર્ષ આસપાસની ઉમર ધરાવે છે અને તેની અગત્યતાના લીધે ભારતીય પુરાતત્વ વિભાગ દ્વારા તેને રક્ષિત સ્મારક જાહેર કરવામાં આવી છે. ચાર માળ અને એંશી ખંડોવાળી હવેલીના માલિક હતા પૂર્વ ધારાસભ્યશ્રી મહેન્દ્રભાઈ દેસાઈ. ચાર માળની પ્રત્યેક હવેલીના પ્રત્યેક ખંડની છત પણ સીસમની બનેલી છે. છત ઉપર નજર કરીએ તો કલાત્મક કોતરકામ વચ્ચે હાથીદાંતમાંથી બનાવાયેલા નાના-નાના ચિત્રાત્મક આકારો, આકાશના તારાની જેમ ચમકે છે. આ હવેલી દોઢ વીઘાનાં વિસ્તારમાં બાંધેલી છે. કાષ્ઠના સ્તંભ પરનું નકશી કામ તથા હવેલીનું કલાત્મક શુશોભન બે સદીનો સમય પસાર થવા હોવા છતા હજુ એવુ ને એવુ જ અનુપમ સૌંદર્ય ધરાવે છે. “ભવની ભવાઈ” ફિલ્મમાં તેમજ “સરસ્વતી ચંદ્ર” નામની સિરીયલનું શુટિંગ પણ આ હવેલીમાં જ થયુ હતુ. કેટલાય વર્ષો જુની કુદરતી રંગનો ઉપયોગ કરીને બનાવેલી ફ્રેસ્કો પેઈન્ટીગ ની અત્યંત મુલ્યવાન અસ્મિતા અહી જળવાય રહી છે. દેશ-વિદેશના કલા પ્રેમી પર્યટકોએ સંશોધન માટે અહીં લાંબો સમય રોકાણ કરવું લાભદાયી છે. આ સ્થળ નડીયાદથી માત્ર ૨૦ કિ.મીનાં અંતરે આવેલ છે.



# એલિફન્ટાની ગુફા

- કિન્નરી શાહ ઠાકર

ફોટોગ્રાફ્સ - ભારતીય પુરાતત્વ સર્વેક્ષણ (ASI)

સામાન્ય રીતે આપણે સૌએ ક્યાંક ને ક્યાંક ગુફાઓ જોઈ હશે, મોટા પહાડો વચ્ચે નાની મોટી તડમાંથી અંદર જવાય અને અંદર એક મોટો ખુલ્લો ભાગ મળે અથવા તો ક્યાંક કોઈ રસ્તો દુર સુધી એમ જ આગળ જતો હોય. આવી ગુફાઓમાં બૌધ્ધકાલિન ગુફાઓ ઘણી જોવા મળે છે અને જેની નિશાનીઓ ગુજરાતમાં પણ ઘણી બધી છે. જો કે પ્રાચીન સમયની કેટલીક ગુફાઓ એવી પણ આવેલી છે કે જેમાં વિશાળ માનવ શિલ્પોની હારમાળા કંડારેલી હોય અને એ પણ વિશાળ સ્વરૂપમાં, જેમાં સૌથી નોંધપાત્ર છે મુંબઈમાં આવેલી એલિફન્ટાની ગુફાઓ. અજંતા ઈલોરાના સમયગાળા દરમિયાન નિર્માયેલી આ શૈવ ગુફાઓ આજેય ધર્મ-તત્વજ્ઞાન-કળાનો મહિમા મૂર્તિરૂપે જાળવી રાખે છે. એલિફન્ટામાં ગુફાઓ ઓછી પણ પથ્થરમાં જ કંડારેલા શિલ્પાંકનો અસાધારણ છે. જૂના વખતમાં એને 'ઘારપુરી' કે ધારાપુરીની ગુફાઓ કહેતા ! હવે એ નામ વીસરાઈ ગયું છે. 'એલિફન્ટા' નામ તો આપ્યું પોર્ટુગીઝોએ. દરિયા વચ્ચેના બેટમાં સલામતી માટે થાણું નાખવાની એમને જરૂર હતી એટલે આ બેટ પર જતા ગુફાઓના પ્રવેશદ્વાર આગળ જ પત્થરના બે મોટા હાથી દેખાયા! (જેમાંનો એક આજે પણ છે) અને તેથી જ એમણે 'એલિફન્ટા' નામ આપ્યું જે આજે પણ પ્રચલિત છે.





ગુફાનો વિસ્તાર બહુ મોટો નથી. પગથિયાં ચઢીને મુખ્ય ગુરુદ્ધારમાં પ્રવેશતાં જ એક વિશાળ ખંડ નજરે પડે છે એ પણ પહાડીઓમાંથી કોતરી કાઢેલો. ત્રીસેક ફૂટ લાંબા અને છ ફૂટ પહોળા એવા મુખદ્ધારમાં કોતરેલાં પગથિયાં પરથી પ્રવેશતાં સામે લગભગ દોઢસો ફૂટનો સમચોરસ સભાખંડ છે ! વચ્ચે નાનકડી સ્તંભાવતી ! તેના સ્તંભો પર આદમકદથી મોટા એવા દેવમુર્તિઓ જેવા જ લાગતા દ્ધારપાળોની પ્રતિભાવો, સપ્રમાણ, સુદ્દઢ, સશકત અંગાંગો! હાથમાં ગદા વગેરે શસ્ત્રો. નિરાંતની મુદ્ધામાં ઊભેલા લંબગોળ સૂંદર પ્રભાવક પૌરુષી ચહેરા. પ્રત્યેક દીવાલે દિવાલ પર કલાકૃતિ તરીકે એકમેકની સ્પર્ધા કરતી મોટા કદની અનેક શિલ્પાકૃતિઓ અહીં જોવા મળે છે. અર્ધનારીશ્વર દેહ એક જ પણ અડધો શિવનો અને અડધો પાર્વતીનો. જો વિગતે ન જોઈએ તો દ્ધૈતનો ખ્યાલ જ ન આવે એવું સમગ્રરૂપે સુસંવાદી મૂર્તિ પણ વિગતે જોઈએ તો કાયા, આભૂષણો, મુદ્ધામાં નરત્વ અને નારીત્વના ભેદ સ્પષ્ટ દેખાઈ આવે.

અહીંની બીજી સૌથી વિશેષ મુર્તિ છે મહેશની. દીવાલમાંથી કોતરી કાઢેલું માત્ર ખભા સુધીની કાયાને વ્યકત કરતું આ શિલ્પ કલાકારની કલા જ નહીં પણ ભાવનાત્મક કલ્પનાઓ અદભુત આવિષ્કાર છે. આખી દિવાલ જેટલા ગોખને ભરી દેતી આ મહેશમૂર્તિ ત્રિમુર્તિ કહેવાય છે કારણ કે તેમાં મસ્તક એક, પણ ચહેરા ત્રણ છે. આવા અનેક શિલ્પાંકનો અને સ્થાપત્ય સગ્રહીને સ્થિત છે આ ગુફાઓ, જે પ્રાચીન ભારતનાં સ્થાપત્ય શિક્ષણનો અદ્ધભુત નમુનો પુરો પાડે છે. દરિયાઈ વાતાવારણ અને અટકચાળો કરવાનો માનવીય મુળભુત સ્વભાવને કારણે આ શૈવ ગુફાઓ પણ કેટલાક અંશે નુકશાન પામી રહી છે.



# સાન એન્ટોનીઓ

- કલ્પેશ શાહ



અમેરિકાના સૌથી જૂના શહેરોમાનું એક સાન એન્ટોનીઓ ટેકસાસ રાજ્યના દક્ષિણ મધ્યમાં સાન એન્ટોનીઓ` નદીના કિનારે વસેલું શહેર છે. આ શહેરની સ્થાપના ઈ.સ.૧૭૧૮માં મેકિસકો તરફથી થયેલ સ્પેનિશ ચઢાઈ દરમ્યાન એક સ્પેનિશ મિશન તથા કોલોનીયલ સૈન્ય છાવણી તરીકે થઈ હતી. ઈ.સ.૧૭૩૧માં આ શહેર ટેકસાસ રાજ્યની પ્રથમ વિશેષાધિકાર પ્રાપ્ત નાગરિક વસાહત બની. તે સમયે આ શહેર સ્પેનિશ સામ્રાજ્યનો ભાગ હતું. ત્યારબાદ તે મેકિસકન ગણરાજ્યનો હિસ્સો બન્યું. ઈ.સ.૧૮૩૬ ના આલેમોના યુધ્ધમાં મેકિસકન લશ્કરનો વિજય થયો અને શહેર પર નિયંત્રણ મેળવ્યું. ઈ.સ.૧૮૪૫માં અમેરિકન પ્રજાસત્તાકે ટેકસાસને સંઘમાં સામેલ કરી લીધું.

ઈ.સ.૧૮૭૭ માં રેલ્વેના આવ્યા બાદ દક્ષિણ અમેરિકા તથા મેકિસકો તરફથી ઘણાં લોકો અહીં આવીને વસ્યા અને શહેરનો વિકાસ તથા વિસ્તાર થતો રહ્યો અને તે દક્ષિણ પશ્ચિમનું મોટું વ્યાપાર કેન્દ્ર બની ગયું. પ્રથમ અને બીજા વિશ્વયુધ્ધ દરમ્યાન સાન એન્ટોનીઓ સૈન્યનું મહત્વનું કેન્દ્ર બન્યું અને તે આગામી દશકોમાં શહેરના આર્થિક વિકાસનું પણ મુખ્ય પરિબળ બન્યું. સાન એન્ટોનીઓ અત્યારે ટેકસાસનું બીજા ક્રમનું અને અમેરિકાનું સાતમા ક્રમનું સૌથી વધુ વસ્તી ધરાવતું શહેર છે.

અઢારમી સદીની સ્પેનિશ ઈમારતોના અવશેષો શહેરમાં અનેક જગ્યાએ જોવા મળે છે. ધ આલેમો તરીકે પ્રચલિત “ધ આલેમો મિશન ઈન સાન ઍંટોનીઓ” ૧૮મી સદીમાં રોમન કેથોલિક ધર્મપ્રચારકો દ્વારા સ્થાપિત સ્પેનિશ મિશન તથા લશ્કરી કિલ્લો છે જો કે હાલમાં તે એક સંગ્રહાલયમાં પરીવર્તિત છે. ધ આલેમો પર્યટકો માટે સૌથી મોટું આકર્ષણ છે. સાન એન્ટોનીઓ મિશન નેશનલ હિસ્ટોરીક પાર્ક એ રાષ્ટ્રીય ઐતિહાસિક ઉદ્યાન છે. શહેરનાં પાંચમાંથી ચાર સ્પેનિશ ફ્રાંટિયર મિશન અહીં આવેલ છે. વર્ષ ૨૦૧૫માં આ બંને સ્થળોને યુનેસ્કોએ વર્લ્ડ હેરિટેજ સાઈટ જાહેર કરાયેલ છે. આ સિવાય સ્પેનિશ ગવર્નરનો મહેલ, લા વિલ્લીટા ઐતિહાસિક કલાગ્રામ જેવા અન્ય ઐતિહાસિક સ્થળો પણ પર્યટકો માટે આકર્ષણ છે. શહેરની સમૃદ્ધ સંસ્કૃતિ પ્રાચીન સ્પેનિશ વસાહતી જીવનની ઝાંખી કરાવે છે.

ઐતિહાસિક સ્થળો ઉપરાંત રિવર વોકનું પણ મોટું આકર્ષણ છે. સાન એન્ટોનીઓ નદીના કિનારે સુંદર રીતે વિકસાવેલ આ વોકની બંને તરફ કતારબંધ દુકાનો, બાર અને રેસ્ટોરન્ટસ જોવા મળે છે. તદ્દુપરાંત આ શહેરમાં સંખ્યાબંધ સંગ્રહાલયો, આધુનિક થીમ પાર્ક, સી વર્લ્ડ, ઝૂ, એકવેરિયમ પણ આવેલા છે. સાન એન્ટોનીઓમાં મેકિસકન તથા ટેકસાન સંસ્કૃતિનો સુભગ સમન્વય જોવા મળે છે. શહેરનો પ્રાચીન ઈતિહાસ તેના આધુનિક વિકાસ સાથે વિરોધાભાસ સર્જે છે તેમ છતાં આ શહેરે તેના ઐતિહાસિક વારસાને જાળવી રાખ્યો છે તથા સાંસ્કૃતિક વિવિધતાને પણ સુમેળે અપનાવી લીધી છે. આજે સાન એન્ટોનીઓ ટેકસાસ રાજયનું સૌથી મોટું પર્યટન કેન્દ્ર બન્યું છે.

# ઓખામંડળ

- નરોત્તમ પલાણ

'ઓખામંડળ' ગુજરાતનો એક વિશિષ્ટ ભૂ-ભાગ છે. હાલ 'દેવભૂમિ દ્વારકા' જિલ્લાનો તે એક તાલુકો છે. ઓખામંડળની ત્રણે બાજુ દરિયો છે અને એક બાજુ ઓખામઢીનું રણ છે. આ રણની દરિયા તરફની ધારાના પડખામાં વળાંક લઈને આજે આપણે મોટરમાર્ગ અને રેલમાર્ગ દ્વારા ઓખામંડળમાં પ્રવેશીએ છીએ. ઓખામંડળનું ભૂસ્તર આશરે ચાર કરોડ વર્ષ જુનું 'ટ્રેપ' નું છે. આ ભૂસ્તરને 'તૃતીય જીવયુગ' (માયોસીન) કહેવામાં આવે છે. આને 'દ્વારકા સ્તર' પણ કહે છે. આ સ્તર શંખલા, છીપલા અને નાના પરવાળાનો સેન્દ્રિય સ્તર છે. આ પછીના 'ચતુર્થ યુગ'માં માનવીનો પ્રાદુર્ભાવ થયો છે. ઓખામંડળમાંથી હાલ પ્રાપ્ત પુરાવશેષો છેલ્લાં ૫૦,૦૦૦ વર્ષના છે. વર્તમાન સમયમાં જો કે અનેકવિધ દરિયાઈ પુરાવશેષોની શોધખોળ ચાલી રહી છે જે થકી ભવિષ્યમાં આ ક્ષેત્ર વિશે વધુ સ્પષ્ટતા થવાની સંભાવના છે.

ઓખામંડળમાં હાલ વસ્તીવાળાં ૪૦ જેટલા ગામો છે અને આ દરેક ગામમાં ક્યાંકને ક્યાંક પૌરાણિક અથવા ઐતિહાસિક કથાવાર્તા સાંભળવા મળે છે તેમજ મોટા ભાગનાં ગામોમાં પાળિયા, વાવ-કૂવા, ખંડેર મંદિર-મૂર્તિ તથા જૂના તળાવના સંખ્યાબંધ પુરાવશેષો પડ્યા છે. ઓખામંડળ મુખ્યત્વે 'દ્વારકા'-તીર્થધામના કારણે વિશ્વવિખ્યાત છે. શ્રીકૃષ્ણ પોતાના યાદવ પરિવાર સાથે મથુરાથી સ્થળાંતર કરીને આજના આ ઓખામંડળમાં આવ્યા તથા જુદા જુદા ટાપુઓ વચ્ચે ભરતી ભરીને જે જમીન સંપાદન કરી તે આ 'ઓખામંડળ' હોવાની આપણી પૌરાણિક માન્યતા છે. આ સમયને આજથી આશરે ૫,૦૦૦ વર્ષ પહેલાંનો માનવામાં આવે છે, તેની તુલનામાં ઓખામંડળના મનુષ્ય સંબંધી પુરાવશેષો ૫૦,૦૦૦ વર્ષના છે, જ્યારે ઓખામંડળ સંબંધી જે લિખિત-પુરાવાઓ છે તે માત્ર છેલ્લાં અઢી હજાર વર્ષના જ છે. આનું મુખ્ય કારણ લેખનની શોધ પ્રમાણમાં ઘણી અર્વાચીન છે, તેમજ આપણે હજુ સુધી પૂરેપૂરા લેખો-શિલાલેખો પણ શોધી શક્યા નથી તથા જે શોધાણા છે કે પ્રકાશનમાં આવ્યા છે તેની લિપિ ઉકેલી શક્યા નથી.

હિન્દુ ધર્મની મુખ્ય ત્રણ પરંપરા તે બ્રાહ્મણ, જૈન અને બૌધ્ધ છે. બ્રાહ્મણ પરંપરાના મહાભારત, હરિવંશ, વિષ્ણુપુરાણ અને શ્રીમદ ભાગવતમાં ઓખામંડળ વિશે ઘણી માહિતી મળે છે, જ્યારે જૈન પરંપરાના 'વસુદેવ, 'જૈન હરિવંશ' વગેરે તથા બૌધ્ધ પરંપરાની 'જાતકકથાઓ' પણ પોતપોતાની રીતે ઓખામંડળની વિગતો પ્રસ્તુત કરવામાં આવી છે. હિન્દુઓની આ ત્રણ પરંપરા ઉપરાંત ગ્રીસ દેશની પ્રાચીન પરંપરામાં પણ આ પ્રદેશની નોંધ લેવામાં છે જેનો ગુજરાતી અનુવાદ થઈ ગયો છે. ઈ.સ.ના આરંભમાં લખાયેલો ગ્રીક ભાષાનો 'પેરિપ્લસ' નામનો દરિયાઈ પ્રવાસવર્ણનનો ગ્રંથમાં 'બારાકી' (દ્વારકા)નો ઉલ્લેખ કરે છે. પેરિપ્લસ આ વિસ્તારનો નકશો પણ આપે છે. છેલ્લાં અઢી હજાર વર્ષના આ સાહિત્યને આધારે આપણા ભૂગોળવેત્તાઓ અને પુરાતત્વવિદોએ એ પણ નકશો તૈયાર કર્યો છે. મૂળમાં અહીં આઠ ટાપુઓ હશે, તેમાંથી છીછરી ખાડીવાળા સાત ટાપુઓને જોડીને આજના 'ઓખામંડળ' ની રચના થઈ છે. આઠમો ટાપુ 'અશ્વદ્વીપ' અથવા 'બેટ શંખોદ્વાર' હતો જે આજે પણ ટાપુ છે.

આજે આપણે મુંબઈ, કોલકત્તા વગેરેની ખાડીઓનું પૂરાણ કરીને જમીન સંપાદન કરીએ છીએ. કંઈક આવી જ ઘટના દ્વારકના નિર્માણ પાછળ બની હશે. હવે સૌથી મોટો સવાલ એ છે કે આવી રીતે તૈયાર થયેલા આ ભૂ-ભાગને 'ઓખામંડળ' એવું નામ ક્યારે અને ક્યા કારણથી મળ્યું હશે? 'ઓખામંડળ' એવા નામાભિધાન પાછળ જુદી જુદી માન્યતા છે, પરંતુ બહુમતી એમ માને છે કે આ નામ શ્રીકૃષ્ણની પૌત્રવધૂ 'ઉષા' ઉપરથી આવ્યું છે. ઉષા સુપ્રસિધ્ધ અસુર રાજવી બલીરાજાની પૌત્રી અને બપીપુત્ર બાણાસુરની દીકરી હતી અને તે 'સોણિપુર'માં (સંભવતઃ કચ્છના અખાતના આજના કોઈ ટાપુ ઉપર) રહેતી હતી. યૌવનના પ્રવેશ સાથે જ એની ઈચ્છા વધે છે અને સ્વપ્નામાં/દીવાસ્વપ્નમાં એક યુવકને જોવે છે આથી લજ્જિત થયેલી ઉષાને તેની સખી ચિત્રલેખા કારણ પૂછે છે, તેના ઉત્તરમાં ઉષા પોતાની કથા કહે છે. ચિત્રલેખા એના નામ મુજબ ચિત્રકાર છે અને જુદા જુદા દેશના જુદા જુદા રાજકુમારોનાં તે ચિત્ર બનાવે છે. આમાંથી દ્વારકાના રાજકુમાર 'અનિરુધ્ધ'નું ચિત્ર જોઈને ઉષા તેને વળગી પડે છે ! ચિત્રલેખા તાંત્રિક પણ છે એટલે દ્વારકાના રાજમહેલમાં ઉંઘતા 'અનિરુધ્ધ'ને તેના પલંગ સાથે ઉપાડીને સોણિતપુર લાવે છે. આમ 'ઉષાહરણ' નામની કથામાં ઉષાનું નહિ પણ અનિરુધ્ધનું હરણ થાય છે ! આપણાં પુરાણોએ આલેખેલો આ એક વિશિષ્ટ 'હરણ-પ્રસંગ' છે ! ઉષા પોતાના ઓરડામાં એક-બે મહિના અનિરુધ્ધને રાખે છે અને સગર્ભા બને છે. આ વાત બાણાસુરની નજરમાં આવે છે અને અનિરુધ્ધને કેદ કરે છે. આ સમાચાર દ્વારકા પહોંચતા જ શ્રીકૃષ્ણ-બલરામ પોતાની યાદવ સેના સાથે સોણિતપુર ઉપર ચડી આવે છે જેમાં બાણાસુરનો પરાજય થાય છે અને રંગેચંગે ઉષા-અનિરુધ્ધ લગ્ન અને વરઘોડિયાનું દ્વારકામાં આગમન થાય છે. ઉષાનૃત્યાંગના પણ છે, આ પ્રદેશની મહિલાઓને તે ગરબે રમતાં શીખવાડે છે અને જોતજોતામાં લોકપ્રિય બને છે. આ ઉપરથી રાજા-પ્રજા હોંશે હોંશે દ્વારકાના વિસ્તારને 'ઉષામંડળ' એવું નામ આપે છે.



ઈ.સ.ની ચોથી સદીના 'હરિવંશ'માં ઉષામંડળ શબ્દ મળે છે. ઘણા વિદ્વાનો અહીં 'ઉષર' એટલે 'ઉજ્જડપ્રદેશ'ના અર્થમાં 'ઉષામંડળ'ને સમજાવે છે. જો આમ હોય તો પણ 'ઉષામંડળ' એવો શબ્દ આ પ્રદેશને છેલ્લાં દોઢ-બે હજાર વર્ષથી મળેલો છે. 'ઉષામંડળ'નું 'ઓખામંડળ' ક્યારે થયું તેનો ખુલાસો આપણા લોકગીતોમાંથી અને મધ્યકાલીન ગુજરાતી આખ્યાન સાહિત્યમાંથી મળી રહે છે. આ પ્રદેશની સ્ત્રીઓ 'ઓખાબાઈના રાસડા' લે છે. જગજીવન નામના એક મધ્યકાલીન કવિએ 'ઓખાહરણીના ગરબા' લખ્યા છે. 'લોકગીત' તરતું સાહિત્ય છે એનો સમય નિર્ણય આપણે કરી શકતા નથી, પણ મધ્યકાલીન આખ્યાન સાહિત્ય લિખિત છે, તેના આધારે તપાસ કરતાં ઈ.સ.ની સોળમી સદીના આરંભના 'માંડણ બંધારા' નામના કવિએ આ શબ્દ વાપર્યો હોવાનું જાણવા મળે છે. આપણે કહી શકીએ કે છેલ્લાં પાંચસો વરસથી તો આ પ્રદેશ માટે 'ઓખામંડળ' શબ્દ મળે છે.

શ્રીકૃષ્ણ અને તેની પરિવારકથાઓના આધારે અનુમાન થઈ શકે છે કે છેલ્લાં પાંચેક હજાર વર્ષથી આ પ્રદેશ શિક્ષિત હશે. સંભવતઃ ઈ.સ. ૧૪૦૦ સુધી ઓખામંડળનુ શિક્ષિત, સમૃદ્ધ તથા સુખી પ્રદેશ રહ્યો હશે. ઈ.સ. ૧૪૦૦માં આ પ્રદેશ ઉપર ઝફરખાનની સત્તા આવે છે અને આ પ્રદેશની સમૃદ્ધિ તથા સુખશાંતિ છિન્નભિન્ન થઈ જાય છે.

ઈ.સ. પૂર્વે ૩૦૦૦થી ઈ.સ. ૧૪૦૦ સુધીનાં સાડા ચાર હજાર વર્ષમાં આપણે ત્યાં સિંધુ સભ્યતા હતી. ગુજરાતમાં આવેલાં તેનાં મુખ્ય સ્થળો લોથલ, ધોળાવીરા, રંગપુર વગેરેમાં સભ્યતાના ત્રણ થર મળ્યા છે તેમાં સોમનાથ અને દ્વારકા અતિ અગત્યનાં સ્થળો છે. સભ્યતાના ત્રણ થરમાં વચલો થર સિન્ધુ સભ્યતાનો આશરે પાંચેક હજાર વર્ષની આજુબાજુનો છે. નીચલો થર સિન્ધુ સભ્યતા પૂર્વેનો અને આશરે આઠ-દસ હજાર વર્ષ કે તેથી વિશેષ જૂનો છે. ઉપલા થરને ઉત્તર સિન્ધુ સભ્યતા કહે છે.

ઉત્તર સિન્ધુ સભ્યતા છેલ્લાં અઢી-ત્રણ હજાર વર્ષની છે, જેમાં બે ઐતિહાસિક મહાપુરુષો તે ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધ છે. સામાન્ય ગણતરી એવી છે કે મહાભારત યુદ્ધ પછી હસ્તિનાપુરની ગાદીએ આવેલા પરિક્ષિત અને ભગવાન બુદ્ધ વચ્ચે એક હજાર વર્ષનો ગાળો છે. પરિક્ષિતનો પ્રપૌત્ર અશ્વમેધદાસ ઓખામંડળમાં આવે છે ત્યારે દ્વારકા ડૂબી ગઈ હોય છે અને માત્ર સુવર્ણતીર્થનું શિખર જ દરિયાના પાણી વચ્ચે ઝગારા મારે છે એવું જાણવા મળે છે ! આ બધી ઘટનાઓ આજે ભલે 'મિથ' ગણાતી હોય પણ તેને હસી કાઢતાં પહેલાં સો વખત વિચારવા જેવું છે.

ઓખામંડળના દરિયામાંથી ક્રમશઃ જે અવશેષો પ્રકાશમાં આવી રહ્યા છે,
તેનું અર્થઘટન આ જાતની પૌરાણિક કથાઓના અનુસંધાને કરવા જેવુ છે. કેન્દ્રના એસ.આર. રાવ અને ગુજરાતના પી.પી. પંડ્યા જેવા પુરાતત્વવિદોને આ વિષયમાં સાંભળવા જેવા છે અને એમાં પણ અપ્રગટ રહેલાં તેમનાં નિરીક્ષણો પ્રગટ કરવા જેવાં છે. આજથી માત્ર પચાસ વર્ષ પહેલાં આપણું વલણ દરેક પૌરાણિક કથાને 'ગપ્પાં' માનવા તરફનું હતું, પરંતુ હવે પરિસ્થિતિ બદલાઈ છે અને આજે સમગ્ર દુનિયા હિન્દુધર્મનું મહત્વ સ્વીકારતી થઈ છે.

આ પરિપ્રેક્ષ્યમાં ઓખામંડળનો ઈતિહાસ ફરી તપાસવા જેવો છે. હાલ ભલે પૌરાણિક કથા હોય પણ આ પ્રદેશમાં ભગવાન શ્રીકૃષ્ણ પોતાના આયુષ્યનાં વધારે વર્ષો રહ્યા છે. અંતિમ વર્ષોમાં અહીં જ યાદવસ્થલી થઈ છે અને યાદવવંશ લગભગ નામશેષ પણ આ ક્ષેત્રમાંજ થયો છે. આ 'યાદવસ્થળી' અંદરોઅંદર કપાઈ મરવાની છે કે કાકા-બાપાના બે ભાઈઓ વચ્ચેનું 'મહાભારત' છે કે કોઈ વિદેશી સત્તા સાથેનો સંઘર્ષ છે તેનો ઉત્તર હાલ દરિયામાં ચાલી રહેલી શોધખોળના પરિણામે મળી શકશે.

ઈ.સ. ૧૪૦૦ સુધી આ પ્રદેશનો ઈતિહાસ કેવો હતો ? શ્રીકૃષ્ણ આવ્યા તેની પહેલાં આ પ્રદેશમાં અસુર અને નાગજાતિના કુટુંબો વસતા હતા. શ્રીકૃષ્ણના એક પિતરાઈ ભાઈનો પરિવાર પણ અહીં છે. આ એ જ પિતરાઈ ભાઈ છે કે જેના વંશમાં જૈન તીર્થંકર નેમિનાથ થાય છે અને શ્રીકૃષ્ણની એક પટરાણી સત્યભામાના પિતા સત્રાજિત પણ અહીં છે. આ સત્રાજિત સૂર્ય ઉપાસક છે અને સૂર્યની કૃપાથી તેને 'સ્યમંતકમણિ'પ્રાપ્ત થયેલો છે. સત્રાજિતની સૂર્યોપાસના એવું સૂચવે છે કે તે સમયે અહીં સૂર્યપૂજા મુખ્ય છે. આ વારસો શ્રીકૃષ્ણનાં પુત્ર સાંબને મળ્યો છે અને તેના દ્વારા ઈરાનના સૂર્યપૂજક (અગ્નિપૂજક) મગ બ્રાહ્મણો (પારસી લોકો) આ પ્રદેશમાં આવ્યા છે. આ માન્યતાના પુરાવા સમા સંખ્યાબંધ સૂર્યમંદિરો અને સૂર્યમૂર્તિઓ આજે ઓખામંડળમાં પ્રાપ્ત છે.

અસુર જાતિમાં જેની ગણના થાય છે તે મધુદૈત્યનો પુત્ર લવણ આ પ્રદેશમાં છે.'લવણ'ની કુળદેવી મનાતી 'લુણાઈમાતા'નું એક સ્થળ આજે ઓખામંડળમાં છે. આપણે કોઈ ભ્રમ સર્જવા નથી માગતા પણ ઓખામંડળમાંથી પિંડારા, લુણાઈ, પોશીત્રા, વસઈ વગેરે સ્થળોના ઉત્ખનનથી નૂતન પાષાણયુગના ઓજાર મળ્યાં છે અને તેની નોંધ આપણા ઈતિહાસગ્રંથોમાં મળે છે. આ અવશેષો શ્રીકૃષ્ણ પૂર્વેના છે અને અસુર તથા નાગજાતિના સંદર્ભિત છે. આમ જુઓ તો'ઓખામંડળ'એવું નામ પણ અસુર જાતિની એક કન્યાના સંદર્ભે આવેલું હોવાનુ જાણવા મળે છે.

દ્વારકના સપુત અને વર્ષ ૧૯૪૭ પહેલાં ગાયકવાડ સરકારના એક કેળવણી નિરીક્ષક સ્વ. કલ્યાણરાયભાઈ જોશીએ ઓખામંડળનો 'સાંસ્કૃતિક ઈતિહાસ'લખતાં નોંધ્યું છે કે સૂર્યપૂજા, શક્તિપૂજા, લિંગપૂજા અને પછી વૈષ્ણવ પ્રભાવ આ પ્રદેશમાં ફેલાયેલાં છે. મનુષ્યજાતિના સૌથી શ્રેષ્ઠ એક બુદ્ધિજીવી અને ભારતવર્ષના મહાન આચાર્યા શ્રીઆદ્ય શંકરાચાર્યાજી મહારાજ આજથી બારસો વર્ષ પહેલાં ઓખામંડળમાં'શારદાપીઠ'ની સ્થાપના કરે છે તે ઈતિહાસની દ્રષ્ટિએ એક મહાન ઘટના છે.

શંકરાચાર્ય પછીના રામાનૂજ, નિમ્બાર્ક, માધવ અને વલ્લભ આ ચારે આચાર્યો વૈષ્ણવ છે અને ઓખામંડળમાં આવી ગયા છે તથા પોતપોતાના ધર્મના કેંદ્રો સ્થાપી ગયા છે જે આજે પણ મોજૂદ છે. આ ધાર્મિક ધામોના કારણે જ ઓખામંડળ આજ સુધી જીવંત રહ્યુ છે. ઈસ્લામનો  સ્વીકાર પણ આ પ્રદેશે કરેલો જણાય છે. આરંભડાની ૩૦/૩૦ ફુટ લાંબી કબરો ઈસ્લામ-પૂર્વેના અવશેષો છે, પણ બેટના હાજી કીરમાણી, અશાબાવાપીર વગેરે દરગાહો મધ્યકાલીન મુસ્લિમ સ્થાનો છે. ખ્રિસ્તી સમુદાયનો પ્રવેશ ઈ.સ.ની ૧૯મી સદીમાં થયો હતો જો કે સ્થાનિક પ્રજાએ એનાં દેવળો ઊભાં થવાં દીધાં નથી પણ ઈ.સ. ૧૮૨૦નો કેપ્ટન મેરિએટનો દરિયાકિનારે ઊભેલો કીર્તિસ્થંભ તથા ઈ.સ. ૧૮૭૨ની મીસ એલિસની કબર એના અવશેષો છે. શીખ, સાંઈબાબા અને બ્રહ્માકુમારીનાં સ્થળો પણ અહીં છે.

શ્રીકૃષ્ણ બંસીવાદક, તેમના પુત્ર પ્રદ્યુમન જલતરંગ નિષ્ણાંત, પૌત્રવધુ ઓખા લાસ્યનૃત્યમાં પારંગત હતા અને ઓખામંડળની આ મહાન કલા પરંપરા સુપ્રસિદ્ધ માણેક ત્રિપુટીમાંનો દેવા માણેક વાદ્યસંગીતનો જાણકાર હતો ત્યાં સુધી ચાલી હતી. ઈ.સ. ૧૮૫૭નો આ સ્વાતંત્ર્ય સંગ્રામનો વીર માછરડાની ધાર ઉપર અંગ્રેજ ગોળીઓનો ભોગ બનીને કાયમ માટે સૂઈ ગયો હતો. આ પણ નોંધવા જેવું છે કે, ગુજરાતમાં પ્રાપ્ત જૂનામાં જૂનો શિલાલેખ, જૂનાગઢ- ગિરિતળેટીમાં આવેલો સમ્રાટ અશોકનો લેખ છે જ્યારે તે પછીના કાળનો ક્ષત્રપ રાજવી રુદ્રસેન પ્રથમનો શિલાલેખ ઓખામંડળના ગોપીતળાવ પાસેના મૂળવાસર ગામમાંથી મળેલો છે. આ વાત ઓખામંડળની પ્રજા શિક્ષિત છે અને તે વાંચી શકે તેવી સાક્ષર છે એ બાબત પર પ્રકાશ પાડે છે.



આમ જુઓ તો વલ્લભી અને સોમનાથ ભંગ થયા પછી હિન્દુસમાજ વેરવિખેર થવા લાગ્યો હતો અને તેમાં પણ ઈ.સ. ૧૪૦૦થી મુસ્લિમશાસન આવતાં રાજપુતાના રજવાડાં પણ ઘટ્યાં હતા. રાજપુત રાજ્યોના અંદર-અંદરના ઝઘડા અને ધર્મસત્તાથી પોષાતી અંધશ્રદ્ધા પણ ઓખામંડળના પતનમાં કારણભુત રહેલી જણાય છે. ઈ.સ. ૧૪૦૦થી શરૂ થયેલા ઓખામંડળના પતનમાં જે કઈ સમૃદ્ધિ બાકી હતી તે ઈ.સ. ૧૮૧૯ના ભયંકર ધરતીકંપથી પૂરી થઈ હતી. આ ધરતીકંપની મુખ્ય ઘટના એ છે કે સદીઓથી સિંધુનદીની એક શાખાનાં પાણી જે કચ્છમાં વહેતાં હતાં તે પ્રવાહની વચ્ચે આડબંધ (અલ્લાહબંધ) ઊભો થઈ ગયો અને સિન્ધુ નદીની આ શાખાનું મુખ કરાંચી તરફ વળી ગયું ! સિન્ધુના આ પ્રવાહ પરિવર્તનથી કચ્છને મળતો મીઠા પાણીનો મોટો હિસ્સો બંધ થયો અને ક્રમશઃ આજનું મોટું રણ સર્જન પામ્યું. સૌરાષ્ટ્રના ઉત્તરકાંઠે 'સિન્ધુસાગર સંગમ તીર્થ'હતું તેનો પણ નાશ થયો. કચ્છ અને સૌરાષ્ટ્રને તથા સૌરાષ્ટ્ર અને ઓખામંડળને અલગ પાડતા રણપ્રદેશો પણ આ સમય પછી વધારે વિસ્તાર પામ્યા.

ઓખામંડળની અર્વાચીન ઈતિહાસની ઝલક કંઈક આવી છે :

- ઈ.સ. ૧૭૭૦માં ઓખામંડળ ગાયકવાડની સત્તા આવી
- ઈ.સ. ૧૭૯૪માં વડોદરાથી પોતાનો જીવ બચાવવા આનંદરાવ ઓખામંડળના આશ્રયે આવ્યા.
- ઈ.સ. ૧૮૦૦માં દુકાળ અને કચ્છના કોટેશ્વર મંદિરને ધરાશાયી કરતો ધરતીકંપ
- ઈ.સ. ૧૮૦૧થી ૧૮૦૩ ઉપરાઉપરી ઓખામંડળમાં ત્રણ દુકાળ અને ભૂખે મરતી પ્રજા માટે વાઘેર આગેવાનોએ ૧૮૦૪માં દરિયામાં જતું એક માલવાહક વહાણ લૂંટ્યું ! આ વહાણ સરકારી નીકળ્યું એટલે ઓખામંડળ ઉપર સરકાર તૂટી પડી ! ઓખામંડળ ગુનેગાર જાહેર થયું.
- ઈ.સ. ૧૮૦૭માં વોકર સેટલમેન્ટ આવ્યું. જેના થકી ઓખામંડળમાં ખંડણી ઉઘરાવવાનો હક્ક કંપની સરકારને મળ્યો અને તે અંતર્ગત કંપની સરકારે સૌરાષ્ટ્રમાં ખાસ પોલિટિકલ એજન્ટની સ્થાપના કરી.
- દુકાળ અને ધરતીકંપમાં બેહાલ થયેલા ઓખામંડળના વાઘેરોએ ઈ.સ. ૧૮૨૦માં બંડ પોકાર્યું. કંપની સરકારની સહાય લઈને જામનગરના વિભા જામે તેને કડક હાથે દાબી દીધું.
- ઈ.સ. ૧૮૨૨માં ગાયકવાડ સરકાર પાસેથી ઓખામંડળનો સંપૂર્ણ વહીવટ કંપની સરકારે પોતાના હસ્તક લીધો અને જેને લીધે ઓખામંડળનાં હિન્દુ ધર્મસ્થળોને મળતી સરકારી સવલતો બંધ થઈ. સ્થાનિક પ્રજાનો વિરોધ વધુને વધુ ઉગ્ર બનવા લાગ્યો. બીજી બાજુ આખા દેશમાં કંપની સરકાર સામે અસંતોષ વિપ્લવનું રૂપ લેવા લાગ્યો.
- ઈ.સ. ૧૮૫૭નો સંગ્રામ ફાટી નીકળ્યો એમાં ઓખામંડળ પોતાની રીતે સક્રિય રહ્યું. વાઘેર મિત્રોએ ઓખામંડળ સ્વાધીન કર્યું, ઠરાવ થયો કે'રાજા'કોઈ નહિ ! માત્ર શ્રી રણછોડરાય જ સૌના માલિક એમ સ્વીકારીને ઓખામંડળના આગેવાનોએ'લોહીશાહીની સ્થાપના કરી.
- ઈ.સ. ૧૮૫૮માં કંપની સરકાર ગઈ અને બ્રિટિશ શાસન આવ્યું.
- ઈ.સ. ૧૮૫૮માં ગાયકવાડ અને બ્રિટિશ સેનાએ ઓખામંડળ ઉપર જમીન માર્ગે તથા સમુદ્રમાર્ગે હુમલો કર્યો. આ હુમલામાં બેટનાં પ્રાચીન મંદિરો ધરાશાયી થયાં.
- સંભવતઃ ઈ.સ. ૧૮૫૭ના સંગ્રામના એક વીરનાયક નાનાસાહેબ ઓખામંડળના આશ્રયે આવ્યા હતા અને દ્વારકાનું આજનું દક્ષિણામૂર્તિ શિવમંદિર એમનું નિવાસસ્થાન હોવાનું મનાય છે.

ઓખામંડળના માણેકબંધુઓ અને નાનાસાહેબ વિશે વિષ્ણુ પંડ્યાએ 'ગુજરાત નાં ક્રાન્તિતીર્થો'માં વિગતે લખ્યું છે તેમજ છેક ઈ.સ. ૧૯૧૬માં 'બેટમાં બળવો અથવા રાજબા રણસુંદરી' નામની એક 'ઐતિહાસિક કાદંબરી' શ્રીયુત્ હરિપ્રસાદ રામનારાયણ મહેતાઓ લખેલી છે. ૧૮૫૯ના તોપમારાથી છિન્નભિન્ન થયેલા વાઘેરમિત્રો રાજસત્તા સામે બહારવટે ચડ્યા. આ ખરેખર એમની સ્વાતંત્ર્ય ચળવળ હતી પણ અંગ્રેજ અને ગાયકવાડ એમને સુખેથી રહેવા દે તેમ નો'તા. ૧૮૬૨માં આગેવાન વાઘેરોને ઓખામંડળ છોડવું પડ્યું. હવે એમની આજીવિકાનો આધાર લૂંટફાટ હતી. ૧૮૬૬માં આ વાઘેરમિત્રોએ કોડિનાર લૂંટ્યું, ૧૮૬૭માં માછરડાની લડાઈ, ૧૮૬૮ના મે માસમાં ભાગતા ફરતા મૂળુ માણેકને પોરબંદર પાસેના વાછોડા ગામમાં ગોળીએ દેવાયો અને ૧૮૬૮ના ડિસેમ્બરમાં 'ટોબરાનો હત્યાકાંડ' થયો ! સ્ત્રી બાળકો અને આંગણે બાંધેલા ગાય, ભેંશ, બકરાં સાથે આખા ગામને સળગાવી દેવામાં આવ્યું ! જે કોઈ બહાર ભાગવા જાય તે ચારેબાજુ ગોઠવાઈ ગયેલા સૈનિકોની ગોળીનો ભોગ બને ! ૧૮૬૯માં અમરેલીની કોર્ટમાં આનો કેસ દાખલ થયો, ફેંસલો આવ્યો કે વાઘરોને અન્યાય થયો છે !

આમ કુદરતી અને રાજસત્તાથી પાયમાલ થઈ ગયેલા ઓખામંડળના ૧૯૦૦થી સુખના દિવસો શરૂ થયા. ૧૯૦૩માં સયાજીરાવ ગાયકવાડ દ્વારકાની યાત્રાએ આવ્યા. જગતમંદિર ઉપર સુવર્ણકળશ ચડાવ્યો અને ઓખામાં બંદર બાંધવાની જાહેરાત કરી. ૧૯૦૪માં સુપ્રસિધ્ધ ભાટિયા વેપારી અને 'સુવર્ણમાલા' નામનું સચિત ગુજરાતી સામયિક શરૂ કરનાર પુરુષોત્તમ વિશ્રામ માવજીએ દ્વારકામાં 'સિન્ધુસદન' નામની ઐતિહાસિક ઈમારતનું નિર્માણ કર્યું. ૧૯૨૩માં રેલવે લાઈન નખાણી, ૧૯૨૬માં ઓખા પોર્ટનું ઉદઘાટન થયું, ૧૯૩૯માં તાતા કેમિકલ્સ તથા મીઠાપુર, ૧૯૫૧માં દેશના પ્રથમ રાષ્ટ્રપતિ શ્રીરાજેન્દ્રપ્રસાદ શ્રીદ્વારકાધીશના દર્શને આવ્યા, ૧૯૫૭માં સહસ્ત્રશાલિગ્રામની સ્થાપના, ૧૯૬૦માં ગુજરાત રાજ્ય અને ૨૦૧૩થી 'દેવભૂમિ દ્વારકા'નો સ્વતંત્ર જિલ્લો અસ્તિત્વમાં આવ્યો !

'ઓખો જગતથી નોખો' આ કહેવત ઓખામંડળના ઈતિહાસની ચડતીપડતીમાં પણ નિહાળી શકાય છે.



કોઈ કવિએ કહ્યુ છે કે, "ભુજીયો એ કચ્છ રાજ્યનું સિંહાસન છે" આ વાક્ય ભુજીયા ડુંગરની અગત્યતા દર્શાવે છે. શું તમે જાણો છો કે ભુજીયા ડુંગરનું નામ ભુજંગ નાગ સાથે જોડાયેલું છે અને ભુજ શહેરનું નામ ભુજીયા ડુંગર પરથી પડેલ છે. આ ભુજંગ નાગ વિશ એક ખુબ જ પ્રચલિત કથા છે કે જેસલમેરના ભાટી શાસકનો પૂત્ર ભેરિયો ગારૂડી બની પોતાના સાથીઓને લઈ કચ્છનાં પશ્રિમ વિસ્તારમાં આવ્યો (કારાડુંગરની આસપાસનો વિસ્તાર). અહીં પશ્રિમની રાજકુંવરી સંગઈ સંધારએ ૯૯ નાગોને વશ કર્યા હતાં પરંતુ તેનાથી ભુજંગ નાગ વશ થઈ શક્યો ન હતો. આ તરફ ભેરીયા અને સંગઈ સંધાર વચ્ચે આકર્ષણ જાગ્યું પણ ત્યારે તેને રાજકુમારીએ પોતાના લગ્ન માટે એવી શરત મૂકી કે જે કોઈ ભુજંગ નાગને વશ કરી આપશે તે તેની સાથે જ લગ્ન કરશે. ભેરીયાએ આ શરત સહર્ષ સ્વીકારી. ભુજંગને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે તેને પોતાના ગુરૂ 'લખગુરૂ' પાસે મદદ માંગી. ભેરીઓ પણ લખગુરૂનો જ શિષ્ય હતો. આમ, ભેરીયો અને ભુજંગ ગુરૂભાઈ થતા હતા. લખગુરૂએ ભુજંગને સલાહ આપી કે જો ભેરીયાથી બચવા હોય તો સમુદ્રપાર કરી કચ્છમાં જતો રહે તો ભેરીયો કંઈ કરી શકશે નહી કારણ કે ભેરીયાને શ્રાપ છે કે, સમુદ્રપાર કરવાથી તેની વિદ્યાશક્તિ નાશ પામશે. ગુરુની સલાહ માની ભુજંગ નાગમતીનાં (આજના જામનગર) રસ્તે થઈ કચ્છમાં ઘુસી ગયો. બીજી તરફ ભેરીયો પણ ભુજંગને શોધતો શોધતો ભુજીયા ડુંગર પાસે આવી ગયો અને ડુંગરમાં ભુજંગને શોધવા લાગ્યો. એ દરમ્યાન ભેરીયાને એક સુંદર લાકડી મળી અને તે આ લાકડીને ગરદન પર રાખી ચાલવા લાગ્યો. હકીકતમાં આ લાકડી એ ભુજંગ નાગ જ હતો અને સમય જતા ભુજંગએ પોતાનું અસલ રૂપ ધારણ કરી ભેરીયાને ગરદન પર દંશ માર્યો. ચતુર ભેરીયો સમજી ગયો પણ તેની વિદ્યાશક્તિ કામ લાગી નહીં અને મૃત્યુને આરે પહોચ્યો એ દરમ્યાન તેને પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું કે મારા શરીરને બાળ્યા કરતા રાંધીને ખાઈ જશો જેથી મારી બધી વિદ્યા કૌશલતા તમારામાં આવી જશે અને તમો મારી સાથે થયેલ કપટનો બદલો લઈ શકશો. ગુરુની વાત માની એમની સલાહ મુજબ તૈયારી કરવા જતા શિષ્યોને ભુજંગે બ્રાહ્મણનું સ્વરૂપ લઈને રોકવા પ્રયાસ કર્યો.



જેથી શિષ્યોએ પોતાના ગુરુનું માંસ ખાવાનું રહેવા દીધુ પણ માંસ રાંધવાથી તેની સુગંધ શિષ્યોને મળી હતી જે થકી થોડું ઘણું જ્ઞાન તો આ શિષ્યોને મળી ગયેલ. આ શિષ્યોનાં વંશજ આજે પણ સંર્પદંશને ઉતારવાની વિદ્યા જાણે છે. સુષુપ્ત જ્વાળામુખી જેવો આકાર ધરાવતો ભુજીયો ડુંગર દરિયાની સપાટીથી ૫૮૦ ફુટ ઉંચો છે અને આજે પણ ભુજ શહેરની ઢાલ બની અડીખમ ઊભો છે. વર્ષ ૧૭૨૧માં આ ભુજીયા ડુંગર પાસે એક મહાયુદ્ધ પણ થયેલું જેમાં નવાબ કેસરખાનની સરદારી નીચે કચ્છ ઉપર લશ્કર મોકલી ખંડણીની માંગણી થયેલ જો કે સમજાવટથી તેને પાછો વાળી નાખવામાં આવ્યો હતો. પણ તેથી કચ્છના રાવશ્રી ચેતી ગયા અને ભુજ શહેરને રક્ષણ આપવા શહેર ફરતે મજબુત કિલ્લો બાંધવાનું શરૂ કરી દીધેલ. સાથે સાથે ભુજીયા ડુંગરને પણ રક્ષણાત્મક મજબુત કિલ્લારૂપે સુસજ્જ કર્યો. આ કિલ્લાના બાંધકામ માટે તેમાં નાણા ખૂટતાં કચ્છનાં મહારાણી માનકુંવરબાએ પોતાનો અંગત ખજાનો રાજને ચરણે ધરી દીધો હતો. ઉપરોક્ત ઘટનાને બરાબર ૧૦ વર્ષ બાદ અમદાવાદનો સુબો શેરબુંદલખાન પોતાના વિશાળ લશ્કર સાથે કચ્છને જીતવા આવી પહોચ્યો ત્યારે તેણે મોરબીના ઠાકોર કાંયાંજીને સાથે રાખ્યા હતાં. આ સમયે કચ્છની ગાદી પર મહારાવશ્રી દેશળજી પહેલા (૧૭૧૯-૧૭૫૨) હતાં. મહારાવ કચ્છમાં જાડેજા ભાયાતોના પ્રિય હતા તેમજ વાઘેલા, ગરાશદારો અને મિયાણા પણ મહારાવશ્રીનો આદર કરતાં હતાં. પચાસ હજારના વિશાળ સૈન્ય સાથે શેરબુંદલખાન ભુજીયા પાસે પહોંચી આવ્યો અને સંપુર્ણ તાકાતથી ભત્રીજાની સરદારી નીચે ભુજીયા પર હુમલો કરી બે કોઠા જીતી લીધા જ્યારે આ તરફ કચ્છી સૈન્યમાં જાડેજા ભાયાતો અને કુંવર લખપતજીની સરદારી હેઠળ તેમને પણ પૂરા જોશથી દુશ્મનનો સામનો કર્યો.

યુધ્ધ દરમ્યાન મોરબીના ઠાકોર કાયાંજીને પોતાની ભુલ સમજાતા તેઓ પરત જતા રહ્યો. લડાઈમાં શેરબુંદલખાનનો ભત્રીજો કપાઈ મુઓ. આ દરમ્યાન હીંગળાજ પીરસવા જતા નાગાબાવાઓ કે જેઓનો પડાવ ભુજમાં હતો તેઓ પણ ભુજીયાની તળેટીમાં પહોંચી કચ્છ લશ્કરની મદદ કરી. એ સાથે પૂરા જોશથી લડી રહ્યા કચ્છનાં સૈન્યેએ ખુબ ઝડપથી ભુજીયાના ગુમાવેલ બંન્ને કોઠા ફરી કબ્જે કરી લીધા. દુશ્મનની છાવણી પર વારંવાર હુમલા કરી મોંગલ સૈન્યને પૂરેપૂરું બેહાલ બનાવી દીધું. આ વિપરીત પરીસ્થીતીથી શેરબુંદલખાન મુંઝાઈ ગયો વળી મોરબીનું સૈન્ય પાછું ચાલી જતાં તેની લશ્કરી તાકાત ઘણી ઓછી થઈ ગયેલ. એથી પણ વિશેષ ભત્રીજાનું મૃત્યુ થયું હતુ આથી તે રણમેદાન મુકીને ભાગ્યો અને આમ, કચ્છ રાજયનો વિજય થયો. આ વિજયી થનાર સરદારોને સન્માનવા દરબારગઢથી વાજતે ગાજતે સવારી ભુજીયા ડુંગરે આવી. પૂરા માન સન્માન સાથે વિજયી સરદારોને દરબારગઢ લઈ આવ્યા.

આ વિજયની યાદ કાયમ રાખવા દર નાગપંચમીના શ્રાવણસુદ પ નાં રોજ ભુજમાં સવારી નિકળવાની પરંપરા ચાલુ થઈ જે ઈ.સ.૧૯૪૮ સુધી કાયમી રહી હતી. આ નાગપંચમીનું કાગળ પર કમાંગર શૈલીમાં ચિત્ર દોરેલ જે આજે પણ આયના મહેલ તથા કચ્છ મ્યુઝિયમમાં જોવા મળે છે. ભુજીયા ડુંગર પર કાયમને માટે લશ્કર રહેતું હતું. બ્રિટિશના સમયમાં ભુજીયા કિલ્લા પર હુમલો થયેલ હતો. ત્યારે મંત્રણા માટે રાવશ્રી ભારમલ્લજીને બોલાવ્યા હતા અને દગાથી રાવશ્રીને કેદ કરવામાં આવ્યા તે મેડી આજ પણ ભારમલ્લજીની મેડી તરીકે જાણીતી છે. ઈ.સ.૧૮૧૯નાં બ્રિટીશ સંધી કરાર મુજબ બ્રિટિશ કંપનીનું લશ્કર થોડા સમય પુરતું ભુજીયા પર રહ્યું હતું. બાદમાં ભુજીયાને રક્ષિત રાખવા કચ્છના મહારાવે બહારથી દિપડાને આયાત કરી છુટા મૂક્યા હતા. આ કિલ્લામાં રાજાશાહીમાં એક આરબ સિપાહી ભુજ શહેરમાં ખુન કરી છૂપાયો હતો જેને બાદમાં આસી.કમિશ્નરશ્રી એટેચી સાહેબે તેને ઠાર માર્યો હતો. એક લોકવાયકા એવી પણ છે કે ભુજીયા ડુંગરથી જામનગર સુધી અને ભુજીયાથી દરબારગઢ સુધી ભોંયરા આવેલા હતાં. જ્યારે ભુજમાં ગટરલાઈન નાંખવામાં આવી ત્યારે અમુક જગ્યાએ પોલાણ મળેલ ઉપરાંત પંચમુખા હનુમાન શેરીમાં એક મકાનનો અન્ડરગ્રાઉન્ડ પાયો નંખાતા જમીન ખોદેલ ત્યારે એક અન્ડરગ્રાઉન્ડ રૂમ જોવા મળેલ હતો.

શક્ય છે કે આ જગ્યા ભોંયરાના ઉપયોગમાં લેવાતી હશે. ભુજીયા ડુંગર પર નાગદેવતાનું મંદિર છે જેની પૂજા માતંગ કરે છે. જ્યારે પણ કચ્છમાં નવા રાજા રાજગાદી પર બેસે ત્યારે પ્રથમ તિલક માતંગ દ્વારા કરવામાં આવે તેવી પ્રણાલી છે. તળેટીમાં મહાદેવનું મંદિર છે જ્યારે બીજું સ્થાનક રાજબાઈ માતાનું છે જે મહારાવશ્રી ખેંગારજી ત્રીજાના મહારાણી ગંગાબાસાહેબએ બંધાવેલ છે. આજે પણ નાગપંચમીનાં દિવસે ભુજીયા કિલ્લાની તળેટીમાં મેળો ભરાય છે જે કચ્છી સંસ્કૃતિને ઉજાગર કરે છે.





# જળ સંચય, સંગ્રહ, વિતરણ અને નિયમન

- ડૉ. પ્રભુ ઠક્કર



જળ એ જ જીવન એ બાબતથી આપણે સૌ બચપણથી જ જાણકાર છીએ પણ શું આપણે આવનાર સમયમાં ઊભી થનાર પાણીની કટોકટીને પડકારવા સક્ષમ છીએ ? કે આપણી પાસે પાણીનો બીજો કોઈ વિકલ્પ છે ? જો નથી તો આપણે પાણીનું મૂળ, તેને લગતી ધાર્મિક, વૈજ્ઞાનિક, સાંસ્કૃતિક તમામ પાસાઓને આવરી લેતી માન્યતાઓ, પૌરાણિક સમયમાં જળ સંચય, સંગ્રહ, વિતરણ અને નિયમનની સુવિધાઓ કેવી હતી તે તમામ દિશાઓમાં ગહન વિચારવું રહ્યુ. પાણી અંગે સમસ્ત લોકોને ઉજાગર કરી શકાય તે હેતુથી ગત્ત અંકથી પંચતત્વમાં પાણી નામની  કોલમ શરૂ કરવામાં આવી છે જેને આગળ ધપાવતા આ વખતે વધુ ઊંડાણપૂર્વક પાણીનાં મહત્વને સમજવા પ્રયાસ કરીશું.

પ્રાચીન સમયથી આપણા ગુજરાતમાં જળ સંચય, પાણીના વિતરણ તથા નિયમન કરવા માટે ખુબ જ સુંદર અને ટેકનિકલ રીતે સુવ્યવસ્થિત વ્યવસ્થા અસ્તિત્વમાં હતી અને આજે પણ કેટલાક સ્થળોમાં એ પ્રાચીન સાંસ્કૃતિક વારસો પરંપરાગત રીતે સચવાઈ રહ્યો છે. તે જ રીતે વ્યકિતગત ઉપયોગ, સમાજ કે જનસમૂહ માટેનો ઉપયોગ કે પછી વિવિધ પ્રકારે સિંચાઈ માટે ઉપયોગમાં લેવાતા પાણી માટે નિયમો-કાયદાઓ પણ તત્કાલિન ગુજરાતમાં તૈયાર કરવામાં આવ્યા હતા અને તે માટે ના કરવેરા ઉઘરાવવાની વ્યવસ્થા પણ ગોઠવવામાં આવી હતી. પાણીના સંગ્રહ માટે ઘરમાં ટાંકી, ટાંકા, કૂઈ, કૂવા, બનાવવામાં આવતા હતા અને જનસમૂહ કે સમાજ માટે કુંડ, સેલાર વાવ-પગથિયાંવાળી વાવ બાંધવામાં આવતી હતી. વળી કુદરતી તળાવો કે સરોવર ઉપરાંત પાળ બનાવી કે આડબંધ બાંધી તળાવ કે સરોવરો પણ બનાવવામાં આવતા હતા. સિંચાઈથી ખેતી કરવા વ્યકિતગત ધોરણે પાણી મળી રહે તથા કોઈ સમાજને કે જનસમૂહને સિંચાઈ માટે પાણીની જરૂરિયાત હોય તો તેમને પણ પાણી મળી રહે તે માટે પાણીના વિતરણની પણ સુંદર વ્યવસ્થા કરવામાં આવતી હતી. પરંપરાગત જળ સંચય, સંગ્રહ કે યોગ્ય વિતરણની વ્યવસ્થા સંભાળવાની જવાબદારી દરેક વ્યકિત, ખેડૂત, વેપારી, સમાજ, ધાર્મિક વડાઓ તથા રાજા, રાજવી, કે રાઓ તથા મહારાઓ એમ દરેકની રહેતી હતી.

માનવ સંસ્કૃતિના પ્રારંભિક તબક્કામાં મનુષ્ય નાનકડા ગામડાંમાં કોઈ ઝરણા, નાળા કે નદીના કિનારે વસાવ્યા હતા. જેથી જીવન જરૂરિયાત માટેનું પાણી સહેલાઈથી મળી રહે. હવામાનમાં ફેરફાર થતાં કે કુદરતી આપત્તિઓના કારણે નદી, નાળા તથા ઝરણાઓમાં પાણીનો પ્રવાહ ઘટી ગયો હોય કે તે સૂકાઈ ગયાં હોય તેવા સંજોગોમાં મનુષ્યને સરળતાથી પાણી મળી રહે તેવા સ્થળોએ સ્થળાંતર કરવાની ફરજ પડી હશે. તત્કાલિન રાજવીઓને પણ રાજ્ય ચલાવવા માટે અને પાણીના સંગ્રહ માટે તળાવો, સરોવર કે સિંચાઈનું પાણી સરળતાથી મળી રહે તે માટે નહેરો બનાવવાની ફરજ પડી હશે. રાજકર્તાઓ કે રાજાઓએ પાણીની જરૂરી વ્યવસ્થા કરવા ઉપરાંત ગામના લોકોની પણ તેમાં ભાગીદારી રહે તેવી વ્યવસ્થા કરી હોવાનું ક્યાંક જાણવા મળે છે અને સ્થાનિક લોકોને પણ કૂવા, તળાવો કે વાવ બનાવવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા હશે જેનો ખ્યાલ વર્તમાન સમયમાં જોવા મળતા કેટલાક ખાનગી લોકો દ્વારા બાંધવામાં આવેલા જળ સ્થાપત્યો પરથી જાણવા મળે છે. વળી જળ અને જળાશયોની જાળવણી અને યોગ્ય વિતરણ માટે જરૂરી કાયદાઓ હોવાનાં કેટલાક પુરાવાઓ પણ મળે છે.

આપણા પ્રાચીન ધાર્મિક ગ્રંથો તથા મહાકાવ્યો પણ પાણીના સંગ્રહની તથા જાળવણીની સભાનતા તે સમયે લોકોમાં હતી તેનો પરિચય કરાવે છે. મહર્ષિ નારદ જ્યાં પણ જાય છે ત્યાં ક્ષેમ કુશળતાના ખબર અંતર પૂછવાની સાથે જળાશયો તથા તેમની હાલત અને જાળવણી અંગે તેમજ લોકોને પીવા માટે તથા રોજબરોજના ઉપયોગ માટે પૂરતું પાણી ઉપલબ્ધ છે કે નહીં તે અંગેની પૂછપરછ પણ કરે છે જેનો ઉલ્લેખ આપણાં ધર્મગ્રંથોમાંથી મળે છે. રામાયણમાં પણ હનુમાનજીને લંકામાં સરોવર, વાવ, કૂવા, બાગ- બગીચા, વાડીઓ અને વન-જંગલોની, સુંદરતા તથા તેની સાચવણી જોઈને નવાઈ લાગી હતી.


લોથલ

પાંચ હજાર વર્ષ પહેલાં સરસ્વતી અને સિંધુ નદી ના કિનારે વિકસેલી સારસ્વત સિંધુ સંસ્કૃતિના શહેરોમાં પાણીના એકત્રીકરણ-સંચય, સંગ્રહ તથા તેની વહેંચણીની તેમજ ઉપયોગમાં લેવાયેલ પાણીના નિકાલ માટે બંધ ગટરની સુંદર વ્યવસ્થા જોવા મળતી હતી. ગુજરાતમાં લોથલ તથા ઉત્તર અને પશ્ચિમ ભારતમાં પણ પીવાના તથા સિંચાઈના પાણીના સંગ્રહ માટેની જરૂરી વ્યવસ્થા જોવા મળતી હતી. ધોળાવીરામાં વરસાદના પાણીનો સંગ્રહ કરવા માટે મોટા જળાશયો જોવા મળે છે. મોહેં-જો-ડેરો અને હડપ્પામાં પણ પાણીની સુસજ્જ વ્યવસ્થાના પૂરાવા મળી આવે છે. ધોળાવીરા નગરની ચારે તરફ આવેલ જળાશયોમાં નદીનું પાણી વાળીને તેનો સંગ્રહ કરવામાં આવતો હતો અને શહેરની મધ્યમાં રાજાના મહેલમાં આવેલ કૂવાનું તળ તથા બહારના જળાશયનું તળ એક સ્તરે રાખી બંને ને જોડવામાં આવ્યા હતા જેથી રાજાના મહેલમાંથી કોઈ ને પાણી માટે બહાર જવું ન પડે! અહી ગૌ ઘાટ પણ હતા જેથી ઢોર-પ્રાણીઓ પાણી પીવા માટે નીચે પાણી સુધી જઈ શકે!


નાના રણમાં કૂવો



રૂપપુરનું તળાવ / સરોવર

આ ઉપરાંત બળદ ગાડામાં પાણી લઈ જવું હોય તો તે માટે કોઠી કે મોટા વાસણ જેવી વ્યવસ્થા રાખેલી હતી. સિંધુ ખીણ સભ્યતા દરમ્યાન પણ સિંચાઈ તથા પીવાના પાણીની અને તેના વિતરણ માટે ખાસ વ્યવસ્થા તંત્ર હતું, જે સમયે મોટી સંખ્યામાં ઈંટોની મદદથી કૂવા તૈયાર કરવામાં આવતા હતા. મૌર્ય કાળ દરમ્યાન સિંચાઈ માટે બંધાવેલ ડેમ અને બંધની વિગતો કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં જોવા મળે છે. પાણીની વિતરણ વ્યવસ્થાના નિયમો તથા કાયદામાં રહીને તેનો સુંદર વહીવટ કરવામાં આવતો હતો . સિંચાઈના પ્રકાર પ્રમાણે તેના પર કર લેવામાં આવતો હતો. નદી, તળાવ કે ઝરણામાંથી સિંચાઈ માટે પાણી લેવામાં આવે તો ૨૫ % જેટલો કર વસુલ કરવામાં આવતો હતો. જો રાજાએ બનાવેલ જળાશયમાંથી પાણી લેવામાં આવે તો જળ લેવાની પદ્ધતિ અનુસાર કર વસુલવામાં આવતો. જો માણસ પોતે પાણી ખેંચે તો તેના પર ઉપજના ૨૦%, બળદની મદદથી પાણી લે તો ઉપજના ૨૫% અને નહેર બનાવી પાણીનો ઉપયોગ કરે તો તેની ઉપજના ૩૦% જેટલો કર લેવામાં આવતો હતો. જો કોઈ માણસ કે જૂથ સિંચાઈની સગવડ ઊભી કરવા માટે પાણી લેતા હોય તો તેમને કરમાંથી માફી આપવામાં આવતી હતી. તળાવો અને બંધ બાંધવામાં આવે તો પાંચ વર્ષ માટે કરમાંથી માફી અને જુના પાણી સંગ્રહ સ્થાનોમાં ફેરફાર કે મરમ્મત કરવામાં આવે ચાર વર્ષ માટે કરમાંથી આપવામાં આવતી હતી. જળાશયોમાં જે વનસ્પતિ ઉગી ગઈ હોય તેને દૂર કરે તો તેવા માણસોને ત્રણ વર્ષ માટે કરમાં માફી આપવામાં આવતી હતી. કેટલાક કિસ્સાઓમાં સરોવર, બંધ અને તળાવ ખાનગી માલિકીના હોવાનાં પણ જાણવા મળે છે અને જેમાં જે તે માલિક તેને ગીરવી મૂકી શકે અને પાણીનું વેચાણ પણ કરી શકે.

રાષ્ટ્રીય સ્વાસ્થ્ય મિશન

સત્યમેવ જયતે
ગુજરાત સરકાર

RBSK
RASHTRIYA BAL SWASTHYA KARYAKRAM
राष्ट्रीय बाल स्वास्थ्य कार्यक्रम

# શાળા આરોગ્ય
## રાષ્ટ્રીય બાળ સ્વાસ્થ્ય કાર્યક્રમ



## દોઢ કરોડથી વધુ બાળકોના સ્વાસ્થ્યની સંભાળ

### "શાળા આરોગ્ય સપ્તાહ" ના અભિગમથી

ધો. ૧ થી ૧૨ના પ્રાથમિક અને માધ્યમિક શાળાના બધા જ બાળકોની તપાસ
નવજાત શિશુથી છ વર્ષના આંગણવાડીમાં જતા બધા બાળકોની તપાસ




"આપના દિકરા, દિકરી ની શાળા આરોગ્ય કાર્યક્રમ
માં ચકાસણી થાય તેની કાળજી લેવા સર્વ વાલીઓને વિનંતી"

આરોગ્ય અને પરિવાર કલ્યાણ વિભાગ, ગુજરાત રાજ્ય

ઉપરાંત બીજા લોકોની ઉપજમાં ભાગ લેવા માટે જળાશયના માલિક તેમને પાણી વેચી પણ શકતા હતા. માલિકની ગેરહાજરીના સમયે ગામ લોકો આવા જળાશયોની સાર-સંભાળ લેતા હતા. પાણીના કાયદાનો જો કોઈ ભંગ કરે તો તેવા લોકો માટે જરૂરી કાયદા પણ બનાવવામાં આવ્યા હતા.




ચારકો ડેમ ની ડિઝાઇન- પ્લાન -નકશો




સહસ્રલિંગ તળાવ, પાટણ, નહેર તથા રુદ્રકૂપ, ઉપગ્રહની તસવીર




સિંહસર તળાવ તથા સમર વાવ ઝીંઝુવાડા



ઝિલ્લધણ કુંડ, ઝીંઝુવાડા

ઈ.સ. ૧લીથી ૩જી સદી સુધીમાં સિંચાઈ માટે સરોવર અને કૂવાનો વિકાસ થયો હતો અને જે પછીથી છેક પંદરમી સદી સુધી ઈંટોની મદદથી ગોળ કૂવા બનાવવામાં આવતા હતા. કાવેરી અને વૈગઈ નદી પર ડેમ બનાવવામાં આવ્યા હતા. આ ઉપરાંત ઊંડા મોટા જળાશયો માટે ખાડા તૈયાર કરવામાં આવ્યા હતા. ઈ.સ. ૭મી સદી દરમ્યાન દક્ષિણ ભારતમાં સિંચાઈ વ્યવસ્થા માટે ડેમ બંધાવ્યાના ઉલ્લેખો મળે છે અને તેમાં વરસાદનું પાણી એકઠું કરવામાં આવતું હતું. ઈ.સ. ૧૦મી સદી આસપાસ નદીમાં ગુપ્ત બંધ તથા આડબંધ બાંધી ગામે ગામના તળાવોને નહેરની મદદથી એક બીજા સાથે જોડવામાં આવ્યા હતા. પાટણના સહસ્ત્રલિંગ તળાવમાંથી નહેર કાઢી પાટણ જિલ્લાના રૂપપુર જેવા તળાવોને નહેરથી જોડી, વિરમગામના મુનસર તળાવ તેમજ અમદાવાદ પાસે સનાથલના તથા ધોળકાના તળાવોને જોડવામાં આવ્યા હતા. આ સમયગાળામાં રાજા ભોજ દ્વારા ભોપાલમાં ભોજ સરોવરનું નિર્માણ કરવામાં આવ્યું હતું.




સૂકી નદીના પટ માં ગુપ્તબંધ

ગુજરાત અને રાજસ્થાનમાં સેલાર વાવ-પગથિયાંવાળી વાવ, વાવડી કે બાઑડી ખૂબ મોટા પ્રમાણમાં જોવા મળે છે જેમાં રાજસ્થાનમાં આભાનેરીની રાણીની વાવ અને ગુજરાતમાં પાટણની રાણકી વાવ ખૂબ જ મહત્વનું સ્થાન ધરાવે છે. અમદાવાદ, કપડવંજ, લુણાવાડામાં પણ ઘણી વાવ આવેલી હતી જેમાંની કેટલીક વાવો આજે સારી અવસ્થામાં સચવાયેલી છે બાકી ઘણી વાવો અને અન્ય જળ સ્થાપત્યો નાશ પણ પામ્યા છે. પાટણ અને અમદાવાદની પોળના મકાનોમાં વરસાદી પાણીનો સંગ્રહ કરવા માટે ભૂગર્ભ ટાંકા બનાવી તેનો ઉપયોગ કરવામાં આવતો હતો. ટાંકા બનાવવા માં ચૂનાનો અને તાંબાની પાઈપનો ઉપયોગ કરવામાં આવતો હતો. આથી પાણી ઝીરો બી જેવું ચોખ્ખું રહે છે અને પાણીમાં ક્યારેય ગંધ આવતી નથી.

પ્રાચીન સમયમાં નદીમાંથી સીધી નહેર કાઢી તેના પાણીનો સિંચાઈ માટે ઉપયોગ કરવામાં આવતો હતો અને આજે પણ આ વ્યવસ્થા ઉત્તર પ્રદેશમાં જોવા મળે છે. ગંગા અને યમુના જેવી નદીઓમાંથી સીધુ નહેર દ્વારા પાણી લઈ તેનો ઉપયોગ આજે પણ સિંચાઈ માટે કરવામાં આવે છે. ઉત્તર પ્રદેશના શૃંગવેરપુરમાં પ્રાચીન સમયથી નદીનાં પાણી વાળીને ઈંટોથી બનાવેલ ત્રણ વિભાગમાં વહેંચાયેલ તળાવમાં પહોચે તેવી વ્યવસ્થાનો ઉપયોગ કરવામાં આવતો હતો.

રાજાઓ, ધાર્મિક નેતાઓ, વેપારીઓ કે ગામના લોકોએ તૈયાર કરેલ જળાશયો મુખ્યત્વે સિંચાઈ માટે હતા પરંતુ તે સીધી કે આડકતરી રીતે ઘરેલુ ઉપયોગ માટે તથા ઢોર માટે પણ વાપરવામાં આવતું હતું. અંગ્રેજો ગયા પછી આપણે લોકશાહીમાં આપણી પરંપરાગત જળ વ્યવસ્થા ભૂલીને નવા રસ્તા અપનાવ્યા છે જેમાં નદીઓ પર મોટા બંધ બાંધ્યા છે અને શહેરો તથા ગામડાઓમાં પાણી પહોંચાડવા ઊંચી ટાંકીઓ ઊભી કરી છે. આપણે આપણા ભવ્ય જળ વ્યવસ્થાપન વારસાને સમજી, ભવિષ્ય માટે તેને અનુસરી જળ કટોકટી નિવારવા શુભ પ્રયાસ કરી શકીએ.

# વાવ મંદિરો ને પાળીયા તો આપણો પ્રાણ

- રામભાઈ આહીર

એલા ભાઈ આપણે કેવા અભાગ્યા કહેવાઈએ એ નથી સમજાતું આપણા પ્રજાવાત્સલ્ય મહારાજાઓની દેન કે પછી કોઈ દાન વિરોધી દેન એવી આગળના જમાનામાં કોઈ દુર્ગમમાં દુર્ગમ સ્થળો એ મિઠા ટોપરા જેવા પાણી આપીને તરસ્યા માનવીના પેટ ઠારતી વાવો બંધાવી જેને વગડાનો વિરડા જેવુ નામ મળ્યુ હતુ.

ઘટાટોપ વડલાના છાયડે બળદ ગાડા છોડીને બળદોને નિરણ ખવડાવવા અને માનવિયો ભાતા છોડીને ખાય અને વાવનાં મીઠા પાણી પીને મીઠા મીઠા ઓડકાર ખાતા, અરે ભાઈ કોઈ ઘોડાનાં અસવારને અફિણનું બંધાણ હોયને કહુંબો પિવાની તલપલાગી હોયને પાણી વગરતો કહુંબો ઘોળાય નહી પણ વગડામા પાણી પણ કયા હોયને એ માણસ ઘોડા પર બેહવાની પણ હોશ ન રહી હોય ને મનમા વિચાર આવે કે હવે ક્યાંક વાવ આવે તો પાણીય મળે ને હારોહાર મિઠો છાયો મળે તો મારૂ ઘોડુય થાક ઉતારે ને હુયે કહુંબો પીયને આફુરમા આવી જાવને બે ઘડી આરામ કરૂ...

આમ વિચારતા જયારે વાવ આવે ને માણસ જે આનંદ અનુભવતા એ આજનો માનવ નહી સમજી શકે. હવે વિચારવા જેવી વાત તો એ છે કે આજે તમે જયા જુવો ત્યા જે વાવોની કેવી દશા છે....!! આ...હા....હા...એલા વાવ એટલે શુ કચરા પેટી છે....? જે કચરો હોય તે વાવમા નાખવાનો...!!?? એલા ભાઈ એ કચરાપેટી નથી એ આપણી ધરોહર છે અની જાળવણી કરવી એ આપણી માનવ તરીકેની ફરજ છે.

આવી જ દશા છે આપણા જુના મંદિરોની પ્રજાની સુખાકારી માટે આપણા મહારાજાઓએ સારામાં સારા શિલ્પકારોને બોલાવીને કોતરણી કરતી વખતે જે પથ્થરો અને તેનો ભુક્કો નિકળતો એની ભારોભાર સોનુ આપીને મંદિરોનું મનમોહક નિર્માણ કરાવેલ અને સોના ચાંદીથી મઢેલ બારણાને બારશાખુ મુકાવીને મોંઘી મોંઘી મુર્તી બેસાડીને ઉત્તમ કક્ષાના કહેવાતા એ જમાનાના બ્રાહ્મણો દ્વારા વૈદિક મંત્રો ઉચ્ચાર કરીને મુર્તીની પ્રાણ પ્રતિષ્ઠા થતી એવા મંદીરો આજે સોના ચાંદી થી મઢેલ બારસાખ ને બારણા વિનાના ને મુરતી વિનાના લગભગ ખંડેર થઈને પોતાના અસ્તિત્વ માટે માનવી પાસે ભીખ માંગી રહ્યા છે.

મને ઘણીવાર મનમાં વિચાર આવે ને પાંપણો પણ ભીજાય કે આપણા પુર્વજો એ આપણા ભલા માટે આપણી સુરક્ષા માટે પોતાના દેહો ના બલીદાન દઈ આવનારી પેઢી ને માટે પોતાના બાળબચ્ચા નો ખેતરવાડીયુ નો કે ગામ ગરાસ નો જરાપણ વિચાર કર્યા વિના દુશ્મનો નો પડકાર સાંભળી ને હાથ આવ્યું હથિયાર લઈ ને એકલા તો એકલા કોઈ ની રાહ જોય વિના રણના મેદાનમાં પોતાની સુરવિરતા નો પરચો બતાવીને દુશ્મનોનો નો દાટ વાળી ને પછી પોતે પણ રણમેદાનની સુવાળી ગોદમાં મિઠી મિઠી નિંદરા મા પોઢી જનારની યાદમાં એ વખતના આપણા માયાળુ માનવીઓ એ પાણાની ખાંભીઓ ખોડી ને આપણા પુજવા ના ઠેકાણા તૈયાર કરી ને આપણા માટે મુકતા ગયા છે પણ આજે આપણે અટલા બધા ભણીગણી ને હોશીયાર થઈ ગયા છીયે કે ઈ ખાંભીયુ સામે જોતા પણ નથી વાહ રે આપણી હોશીયારી....????

અંતે એટલુ જ કહીશ કે કોઈ પાળીયા સિંદુર વિના ન રહે એટલુ થાય તોય ઘણુ અહી એક દુહો લખવા નુ મન થાય છે કે

ધરમ ના ધિંગાણે જે મરાણા(એના)ખાંભા ખોડાણા
(એના)દેહ પર તેલ સિંદુર તણા (હજી) રગડા ચડે છે ''રામડા''

આ મારો દુહો કયારેય ખોટો ન પડે એવી હુ આપ સૌ ને વિનંતી કરુ ભગવાન સૌને સદબુધ્ધી આપે અને હા આજ દિવસ સુધી તો ભગવાને એ સદબુધ્ધી સૌ ને આપી જ છે ચૌદસ ની ઉજવળ સવારથી જ સૌ સૌના પાળીયાઓ ને તેલ ને સિંદુર ના રગડા ચડાવ્યા નિકળી પડતા નજરે પડે છે એ એક આનંદ ની વાત તો છે જ પણ સાથો સાથ દુ:ખની પણ વાત છે કે આપણા પુજ્યનિય એવા આપણા પ્રાણ એવા આપણા પાળીયા દેવતા કયા સુધી.

આમ જ શિયાળાની ટાઢ ઉનાળાનો આગ ઝરતો કાળઝાળ તડકો અને ચોમાસાનો અનરાધાર વરસાદ સહન કરતા રહેશે ને આપણે કયા સુધી જોતા રહેશુ આપણે આપણા ગામમાં રામજી મંદીર બાંધીયે છીયે ઠાકર મંદીર બાંધીયે છીયે શિવાલય બાંધીયે છીયે તો શું આપણા પૂર્વજો એવા આપણા સાચા ભગવાન આપણા પાળીયા માથે આછો પાતળો છાયો કરી ને આપણામાં રહેલી માનવતા જગાડીને બળી રહેલા પાળીયાના અંતર નહી ઠારીયે....? પાળીયા જે જગ્યા પર ખોડાયા છે તે જગ્યા ને વિરભુમી જેવુ નામ આપી ને એ વિરપુરૂષના ધામમાં પવિત્ર બ્રાહ્મણો પાસે હોમ હવન જેવા પવિત્ર કાર્ય કરાવીને આપણા પુર્વજોના આત્માને શાંતિ મળે એવા ઉજવળકાર્ય કરી ને કૃતાર્થ થવાનો પ્રયાસ કરીશુ તો આપણા પિત્રુ દેવોની કૃપા દ્રષ્ટી સદાય વરસતી રહેશે.....

અરે શું વાત કરુ આપણા કવિ એ એક રચના લખી છે કે "કોઈ શિલ્પકાર પથ્થરમાંથી ઠાકોરજીની મૂર્તિ ઘડવા બેઠો ત્યારે એ પથ્થર માથી અવાજ આવે છે કે હે.... મૂર્તિ ઘડનાર ઘડવૈયા અમને ઠાકોરજી બનાવવાનું રહેવા દે ભાઈ અમારામાંથી તું પાળીયાનું સર્જન કર કે અમે ધન્ય થઈ જઈ એ.....શું કહે છે એ પથ્થર....એ....

"ધડ ધિંગાણે જેના માથા મસાણે
એના પાળીયા થઈ ને પુંજાવુ...રે..
ઘડવૈયા મારે ઠાકોરજી નથી થાવુ.."

આ ભજન પરથી પાળીયાની મહાનતાનાં દર્શન થાય છે કે ઠાકોરજીથી પણ જેનું સ્થાન ઉચુ હશે ત્યારે જ પથ્થર પાળીયો થવાનું કહેતો હશે ને....? આ દુનિયામાં ઘણી બધી પદવીઓ માનવીને પોતાના જીવનમાં જીવતા મળી જાય છે તમે ભણવા મંડો એટલે માસ્તરની પદવી મેળવી શકો....ડોક્ટરની પદવી મેળવી શકો, એન્જીનિયરની પદવી મેળવી શકો...તમે મામલતદાર...કલેક્ટર...પી એસ આઈ, ડી એસ પી...કે કમિશ્નરની પદવી મેળવી શકો....અને તમે રાજકારણમાં ઝંપલાવો ને ચુંટણીયો જીતવા મંડો તો સરપંચથી માંડી ને રાષ્ટ્રપતિ સુધીની તમામ પદવી મેળવી શકો અરે....ભગવા લુગડા પેરી ને ભમવા મંડો એટલે સંતની પદવી મેળવી શકો....દાન કરવા મંડો એટલે દાનવીરની પદવી મેળવી શકો અને ધિંગાણામાં દુશ્મનોનો ખાત્મો બોલાવીને જીવતા પાછા આવો તો વિરપુરૂષની પદવી પણ જીવતા મેળવી શકાય છે પણ પાળીયાની એક જ પદવી એવી છે કે જે પદવી મર્યા પછી જ મળે છે.....આવી અનેરી મહામુલી પદવી મેળવવા માટે આપણા કઈક વિરપુરૂષોએ પોતાના પ્રાણની આહુતી આપી ને યુધ્ધનાં યજ્ઞને પ્રજ્જવલિત કરીને ધર્મનું રક્ષણ અને માનવનં રક્ષણ કરવા ખાતર પોતાના દેહનું દાન કરી ને માનવતા દાખવી એ મહામાનવના પાદરમાં ઉભેલા પાળીયાનું આપણે જે રીતે જતન કરી રહ્યા છીયે એ જોઈ ને પાળીયાઓના જયાં પ્રાણ હશે ત્યાં કદાચ પસ્તાવો જ કરતા હશે કે આ લોકો માટે અમે પ્રાણ આપ્યા...? પાદરના પાળીયાનાં ડાયરામાં હોકારા થઈ રહ્યા છે એ આજે આપણને સંભળાઈ રહ્યા છે મુંછનાં વળદેતા વિરપુરૂષો આજે માનવીને ધિક્કારી રહ્યા છે ને કહી રહ્યા છે કે હે માનવીઓ અમે હવે હારી ગયા છીયે એલા અમે તમારૂ ખરાબ તો નથી જ કર્યુ અમે તમારૂ ભલુ કર્યુ છે તમારા રક્ષણ ખાતર અમે અમારૂ બધુ જ જતું કરી ને રણ મેદાન મા દુશ્મનોને કાપલો કાઢીને પછી અમારા પ્રાણ કાઢ્યા છે અમારે ખેતર વાડીયુ હતી ગામ ગરાસ હતા અમારે નાના બળકો આંગણે ઘુઘવતા હતા એ ઘુઘવાટાને ગણકાર્યા વિના તમારા રક્ષણ માટે પાણાના પાળીયા થઈ ને ગામના પાદરમાં ખોડાઈ ગયા પણ આજે અમે અવાવરૂ જગ્યામાં ખોવાઈ રહ્યા છીયે અમારા અસ્તિત્વ નો તો ખ્યાલ રાખો અમારે તમારુ કંઈ જ નથી જોઈતુ અમારે તમારી સંપતી નથી જોઈતી કે નથી તમારા ગરાસ જોઈતા એ બધુ તમને અર્પણ અમારે જોઈએ છે માત્ર ને માત્ર તમારો પ્રેમ બોલો આપશો ને....

# રા’ ખેંગારની વાવ અને સૂર્યકુંડ

- મનીષ વાણવી

રા’ખેંગારની વાવ વિશે વાત કરતા પહેલા આપણે વાવ વિશે સામાન્ય પરીચય મેળવીએ કે વાવ એટલે સામાન્ય શબ્દોમાં કહીએ તો પગથિયા વાળો કૂવો. સમગ્ર દેશમાં સૌથી વધુ વાવ ગુજરાત અને રાજસ્થાનમાં છે. સામાન્ય રીતે વાવ ચાર પ્રકારની હોય છે જેમાં એક પ્રવેશ ધરાવતી નંદા વાવ, બે પ્રવેશ ધરાવતી ભદ્રા વાવ, ત્રણ પ્રવેશ ધરાવતી વિજયા વાવ અને ચાર પ્રવેશ ધરાવતી જયા વાવ. ગુજરાતમાં મહત્તમ નંદા પ્રકારની વાવ જોવા મળે છે.

વાત કરીએ વંથલી નજીક આવેલ આ સુંદર અને અનોખી વાવની કે જે સંકળાયેલી છે રા’ખેંગાર સાથે. વંથલીથી જુનાગઢ તરફ જતા થોડાક અંતરે આવેલી આ વાવ સમગ્ર સૌરાષ્ટ્રમાં અનોખી અને બીજે ક્યાંય જોવા ન મળે તેવી અદ્ભુત છે અને વાવનાં નામ પ્રમાણે જ તેના સ્થાપક જુનાગઢની ગાદીએ આવેલ ચુડાસમા વંશનો રાજા રા’ખેંગાર હતા. જો કે વર્તમાન સમયમાં જૂનાગઢ જતા મોટા ભાગના પ્રવાસીઓ કે ખુદ જુનાગઢ અને તેની આસપાસ વસતા લોકો પણ આ વાવથી અજાણ છે. જૂનાગઢ કૃષિ યુનિવર્સિટી હસ્તકની જગ્યામાં આવેલી આ વાવ ગુજરાત રાજ્ય પુરાતત્વ ખાતા દ્વારા રક્ષિત જાહેર કરેલી છે. વાવની નાળનો ભાગ ઉત્તર તરફ અને કાંઠા દક્ષિણ તરફ છે જ્યારે નાળમાં થોડા પગથિયાં ઉતર્યા પછી બંને બાજુ બે મોટા ગોખલા અને કલાત્મક મૂર્તિઓ અને કાંગરા છે. વાવનાં સ્તંભો ખુબ જ કલાત્મક છે. સ્તંભોમાં ચોરસ, અષ્ટકોણ વગેરે આકાર અને કોતરકામ છે.

ગોખલાઓની બંને બાજુએ એક બીજા સ્થાનની ત્રણ હારોનાં ભાગ પર પાટો પાથરેલો છે અને એ ભાગની ઉત્તર દક્ષિણ બાજુ ટેકો દઈ બેસાય તેવી બેઠક છે. નાળની બંને બાજુની દિવાલને લગતી બાર બાર સ્તંભની કુંભીઓ છે એ ભાગમાં નાળનાં વચલા ભાગ ઉપર જૂનાગઢના નવાબ મહાબતખાનજી બીજાએ ઉપલો ખંડીત ભાગ પાડીને બંગલો કરાવ્યો છે તે આજે પણ જોઈ શકાય છે. દરેક કોઠામા સવાર સહિત સિંહ તથા ઘોડાની મૂર્તિઓ અને જુદી જુદી જાતની વેલો છે. વળી, છેલ્લા ફુટના પગથિયાની બહાર પડતા ઝરૂખાના મથાળા ફરતી પગથી છે અને ભૌગોલિક અને કુદરતી પ્રતિકો અને દેવતાઓ સાથે કીર્તિમુખ અને ભારવાહકો થાંભલાની શોભા છે. અંદાજીત ૭૨ ફુટ ઉંડો કૂવો ધરાવતી આ વાવના કૂવાનો ભાગ ખુબ જ અલંકૃત છે.



ગુજરાતના ઈતિહાસમાં જૂનાગઢ નજીકનું વંથલી અનેક રીતે મહત્વનું સ્થાન ધરાવે છે. પૌરાણિક સમયના વામનાવતારથી લઈને ઐતિહાસિક સમયના ચુડાસમાં રાજવીઓની રાજધાની તરીકે આ શહેર જાણીતું હતું. વંથલીનો સૌપ્રથમ સાહિત્યિક ઉલ્લેખ "વામન નગર" તરીકે સ્કંદ પુરાણમાં વસ્ત્રાપથે મહાક્ષેત્રે નગરે વામને પુરા (સ્લોક ૧૪-૧) માં મળે છે એ જ રીતે વંથલીનો સૌપ્રથમ શિલાલેખીય ઉલ્લેખ વિ.સં.૧૨૦૨ ના માંગરોળની સોઢલી વાવમાં આવેલા અતિ પ્રસિધ્ધ લેખમાં "શ્રી વામનસ્થલી" નામથી મળે છે.

વંથલી ખાસ કરીને ચુડાસમાં રાજાઓની રાજધાની તરીકે અતિ અગત્યનું સ્થાન ધરાવે છે. વંથલીમાં હાલના બસ સ્ટેન્ટ નજીક આવેલો સૂર્યકુંડ પુરાતત્વની દ્રષ્ટિએ ઘણી અગત્યતા ધરાવે છે. અહીંથી પ્રાપ્ત સૂર્યમૂર્તિ અને લેખ સહિતનું સફેદ આરસ જેવા પથ્થરનું સુર્ય પરિકર જૂનાગઢ મ્યુઝિયમમાં સંગ્રહાયેલા છે. રક્ષિત સ્મારક હોવા છતા વર્તમાનમાં સુર્યકુંડની સ્થિતિ સારી નથી સમયની થપાટે સૂર્યકુંડની પ્રતિમાં, ગોખલા તથા પગથિયાને ઘણુ નુકશાન થયેલ છે. ગોખલાઓમાં લગ્ન પ્રતિમાઓના અવશેષો છે તેમાં જૈન મૂર્તિના અવશેષો બારમી-તેરમી સદીના હોય તેમ જણાય છે. કુંડના એક ખુણામાં આજુબાજુથી એકઠી કરીને દેવમુર્તિઓ ચણી લેવામાં આવી છે. તેમાં ગાય અને વાછરડા યુકત એક પાળિયો છે. આ પાળિયામાં નીચે ત્રણ લીટીનો શિલાલેખ છે. જેમાં 'વર્મણીદેવ સ્થલ શ્રી સોધલ દેવ સુતા' એવા અક્ષરો વાંચી શકાય છે. કુંડને કાંઠે રામમંદિર અને અંબાજીના મંદિરો આવેલા છે. અહીં પટાંગણમાં એક નાની દેરીના ઉપર છત્રધારી વામનમૂર્તિ હતી. રામમંદિરમા સુંદર ધાતુ મુર્તિઓ સચવાયેલ છે તેમાંથી એક ધાતુ મુર્તિ બૌદ્ધ જેવી જણાય છે. અંબાજી મંદિરમાં પણ ધાતુમુર્તિઓ જોવાલાયક છે. રામમંદિરની બહાર નાના-મોટા ઘણા પાળિયા છે જેમાં દેરીમાં સતીનો પાળિયો વિશેષ છે.

# અમદાવાદની લાલબસના ૭૨ વર્ષ

- લજ્જા દવે પંડયા

ફોટોગ્રાફ્સ -
વાહન વ્યવહાર વિભાગ,એ.એમ. સી. અમદાવાદ

દેશની સૌપ્રથમ જાહેર બસ સેવાની શરૂઆત અમદાવાદથી થયેલી રક્તવાહિનીઓ જેમ શરીરમાં રક્તનું પરિભ્રમણ કરવાનું કામ કરે તેમ અમદાવાદીઓને શહેરના એક ખૂણેથી બીજા ખૂણે પહોંચાડતી એએમટીએસ ઉર્ફે લાલ બસે આ વર્ષના એપ્રિલમાં બોંતેર વર્ષ પૂરા કર્યા છે. ભારતની આઝાદી કરતાંય સાડાચાર મહિના જૂની એવી લાલ બસ શરુ થઈ ત્યારથી જ અમદાવાદની જીવાદોરી સમાન રહી છે. જો કે હવે બીઆરટીએસ, મેટ્રો, મોબાઈલ એપ્સથી બુક થતી કેબ સર્વિસ અને આસાનીથી મળી રહેતી રીક્ષા જેવા વાહનવ્યવહારના વિકલ્પો ઉભા થઈ ગયા હોવાથી એએમટીએસ બસ આધુનિક અમદાવાદના યુવાનો માટે વાહનવ્યવહારની પ્રથમ પસંદ નથી, છતાંય તેની સવારી ખિસ્સાને પરવડે એવી હોવાથી લાખો અમદાવાદીઓ એક છેડેથી બીજે છેડે જવા આજે પણ લાલ બસનો જ ઉપયોગ કરે છે. વળી એએમટીએસના સંચાલનમાં મોટે પાયે ચાલતા ભ્રષ્ટાચારને કારણે આ બસ સેવા વેન્ટિલેટર પર ચાલી રહી છે તેમ કહીએ તો હરગીજ ખોટું નથી. હેરિટેજ સીટીનું બિરુદ પામેલા અમદાવાદની ઓળખ સમી લાલ બસ પોતે એક હેરિટેજ યાદીમાં સ્થાન પામે તે પહેલાં ચાલો તેના અંગેની રોચક વિગતો જાણીએ કે એએમટીએસ પહેલા વાહનવ્યવહાર માટે કઈ સુવિધાઓ હતી.

એએમટીએસ આવી ૧૯૪૭માં. એ પહેલાં આજના જેટલા વાહનવ્યવહારના સાધનો નહોતાં. લોકો મોટાભાગે બધી જગ્યાએ ચાલતા જતા. પોતાની સાયકલ હોવી એ પણ એક લક્ઝરી ગણાતી. ૧૯૪૦ની આસપાસ અમદાવાદના કોટવિસ્તારમાં ગીચતા વધી ગઈ હોવાથી આસપાસના વિસ્તારોમાં હાઉસિંગ સોસાયટીઓના નિર્માણ થવા લાગ્યા હતા. જો કે મોટાભાગની મિલો અને નોકરી-ધંધા શહેરની અંદર હતા. એ સમયે લોકોને અવરજવરમાં સુવિધા રહે તે માટે  અમદાવાદમાં મોરિસ, એબીસી એટલે કે અમદાવાદ બસ કોર્પોરેશન કંપની તથા મુન્શી બસ સેવા જેવી ખાનગી કંપનીઓએ પોતાની બસ સર્વિસ શરૂ કરેલી. પણ દ્વિતિય વિશ્વયુધ્ધ દરમિયાન પેટ્રોલની તંગી ઉભી થઈ.

વળી આખા દેશભરમાં ચાલતા આઝાદીની ચળવળના કાર્યક્રમોનો તથા કોમીતોફાનોનો પડઘો અમદાવાદમાં પણ પડ્યો. આ બધા કારણોસર શહેરનું વાતાવરણ તંગ થઈ જતા ખાનગી બસ સેવાઓ બંધ કરી દેવાઈ. આ કારણે લોકોને પરિવહનમાં મળતી સુવિધાઓ બંધ થઈ જતાં શહેરના લોકોમાં જાહેર ક્ષેત્રની એટલે કે અમદાવાદ મ્યુનિસિપાલીટીની બસ સેવા શરૂ કરવાની માંગ ઉઠી સૌથી પહેલી બસે કોમીએકતાના સંદેશ સાથે પ્રયાણ કર્યું હતું.

રૂટ નંબર પર દોડેલી એ બસના ડ્રાઈવર તરીકે વ્રજલાલ છગનલાલ નામના હિંદુ અને કંડકટર તરીકે યુસુફભાઈ નામના મુસ્લિમ હતા અને એ રીતે સૌથી પહેલા બસે કોમી એકતાના સંદેશા સાથે પ્રયાણ કર્યું હતું. શહેરીજનોએ એએમટીએસના આગમનને બહુ પ્રેમથી વધાવી લીધું હતું. શરૂઆતમાં તો શહેરના રસ્તાઓ પર દોડતી આ બસોને જોવા રોડની સાઈડ પર લોકોની ભીડ જમા થતી.

૬૦ના દાયકામાં કેટલાક રૂટ્સ પર દોડતી બસોના નંબર આલ્ફાન્યુમેરિક હતા. ૨-બી, ૨-ડી, ૫-ડી,૧૪-બી જેવા નંબર ધરાવતી બસો અમદાવાદના રસ્તા પર દોડતી. તે સમયે લોકો બેબી રડી પડી (૨-બી, ૨-ડી, ૫-ડી) જેવા વાક્યો બનાવી તેમાંથી રમૂજ શોધવાનો પ્રયાસ કરતા.

આફતોમાં લોકોનો એકમાત્ર સહારો એવી એએમટીએસ ના પૈડા ક્યારેય થંભ્યા નથી. શહેરમાં કોમી તોફાનો હોય, કર્ફ્યુ હોય, કે ભૂકંપ -પૂર જેવી કુદરતી હોનારતોનું વાતાવરણ હોય, શહેરમાં કોઈકને કોઈક રૂટ પર લાલબસ ચાલતી હંમેશા જોવા મળે જ. આ જ એએમટીએસ અનેક વખત આફતમાં પડેલા અમદાવાદીઓની વ્હારે આઈ છે. પૂરગ્રસ્ત કે તોફાનગ્રસ્ત વિસ્તારમાં ફસાયેલા લોકોને ત્યાંથી બહાર નીકળવા એએમટીએસની સવારી સૌથી સલામત લાગી છે. જો કે એ વાત અલગ છે કે તોફાની ટોળાઓને રોષનો ભોગ બનાવવા માટે એએમટીએસની લાલબસો હંમેશાથી સરળ ટાર્ગેટ લાગી છે.

અ.મ્યુ.ટ્રા. સર્વિસની સેવામાં મુકાયેલ સર્વપ્રથમ બસ શેવરોલેટ - ૧૯૪૭



કાળક્રમે બદલાતી રહેલી લાલ બસના હુલામણા નામે ઓળખાતી એએમટીએસના રૂપરંગમાં સમયની સાથે પરિવર્તન આવ્યા છે. ૭૦ના દાયકામાં સાદી બસોની સાથે ઈમ્પોર્ટેડ ડબલડેકર બસો શહેરના રસ્તા પર દોડતી પણ પછી અહીંયા તેના સ્પેરપાર્ટ્સ ન મળતાં મેઈન્ટેઈનન્સ ના અભાવે તે બસોને બંધ કરી દેવાની ફરજ પડી. આ બસો લાલબસ તરીકે ભલે ઓળખાતી પણ તેના રંગોમાં થોડા-થોડા સમયે બદલાવ આવતા રહ્યા છે. જેમકે એક જમાનામાં એએમટીએસમાં વાદળી બસો દોડતી, ૨૦૦૪-૦૫ની આસપાસ સફેદ રંગની સીએનજી બસો આવી. તો વળી મોટી બસો કોટ વિસ્તારના સાંકડા રસ્તા પર ભીડ કરતી હોવાથી અમુક રૂટ્સ પર મીની બસો દોડાવવાની શરૂઆત થઈ. ટેકનોલોજીની સાથે ચાલતા એએમટીએસે જીપીએસ ટેકનોલોજીથી બસને ટ્રેક કરવાનું શરુ કર્યું અને હવે થોડાક સમયમાં અમદાવાદના રસ્તા પર ઈલેક્ટ્રીકસીટીથી દોડતી બસો જોવા મળશે.













## ત્યારે અને અત્યારે

### ૧૯૪૭માં

- શરૂઆતનું મિનિમમ ભાડું એક આનો અને મેક્સિમમ ભાડું ૩ આના હતું
- શરૂઆતમાં ૬૦ જેટલી બસો રસ્તા પર દોડાવવામાં આવતી
- ૧૯૪૭-૪૮ના સમયમાં દરરોજ ૧૦૯૦૦૦ લોકો એએમટીએસની સવારી કરતા
- લાલ દરવાજાના બસ સ્ટેન્ડનું નિર્માણ ૧૯૫૫-૫૬માં કરાયું. આ બસ સ્ટેશનની રચના ઈંગ્લેન્ડના 'લીડ્ઝ' નગરના બસ સ્ટેશન જેવી બનાવવામાં આવી હતી. ઘણાં વર્ષો સુધી તે એકમાત્ર ડેપો હતું.
- ૧૯૫૧-૫૨ના અંતે એએમટીએસ પાસે પોતાની માલિકીની ૨૦૨ બસો હતી

### ૨૦૧૯માં

- રોજના ૬.૫ લાખથી વધુ લોકો એએમટીએસની મુસાફરી કરે છે.
- અત્યારે એએમટીએસની બસોના પાર્કિંગ તથા મેન્ટેઈનન્સ માટે ૧૦ ડેપો ઉભા કરવામાં આવ્યા છે.
- મિનિમમ ભાડું ૭ રૂપિયા અને મેક્સિમમ ભાડું ૩૫ રૂપિયા છે.
- શહેરમાં એએમટીએસના કુલ ૧૫૦ રૂટનું સંચાલન થઇ રહ્યું છે. જે પૈકી એએમટીએસની માલિકીની ૧૧૦ બસો છે જ્યારે કુલ મળીને ૮૪૦ જેટલી બસો ખાનગી કોન્ટ્રાક્ટરો પાસેથી ભાડે લેવામાં આવે છે.
- અત્યારે બસોને જીપીએસ, એસી, ઈલેક્ટ્રીકટ્રીસીટી જેવી આધુનિક ટેકનોલોજીથી સુસજ્જ કરવામાં આવી છે.

# Mata ni Pachedi Heritage Art of Gujarat

-Shalini Sabikhi

Mata ni Pachedi means "behind the mother goddess", and is a cloth that makes up a temple of the goddess. This art is nearly 300 years old. There are many stories associated with this art. One story states that when people of the nomadic Vaghari community also known as Devipujaks of Gujarat were not allowed to enter temples, they made their own shrines with Mother Goddess on cloth. They hung three on the sides, one on the ceiling and lighted a lamp in the middle. Another story states that when the Mughals invaded India they destroyed the temples. So the people painted Mother Goddess on cloth and made their mobile shrines. They carried this painting in a pot when they travelled. It was taken out when they wanted to worship and put back again after it. Mata ni Pachedi is also offered to Mother Goddess when a wish is fulfilled. The painting usually has mother Goddess in the centre mounted on her 'vahana' like crocodile, cock, goat, etc. and surrounded by mythological figures. Mata ni Pachedi is also known as the "Kalamkari of Gujarat", as it is similar to Kalamkari of Southern India and also because it is painted with pens (kalam) made of bamboo sticks.

This painting is made on a rectangular cth and the whole process takes nearly 2-3 months.

## Process :

- First cloth is soaked for one day in water to remove starch.Then it is soaked in harada water for 15 minutes and dried.
- Outlines of the figures are painted with black colour made of jaggery, iron and water.
- Then natural colours are used to fill.
- Dhavdi flowers are added to hot water.
- Alizarin is also added tied in a potli.
- The painted cloth is soaked in it.
- Colours become brighter and darker.
- It is then boiled for some time.

- Demo of the process by Mr.Chandrakant Chittara, Ahmedabad. Paintings by Chittara family.



The final product







# Striving for excellence...




www.iscongroup.com




www.isconbalajifoods.com

# in every step forward!

ISCON Group is today among Gujarat's pre eminent real estate developers, with a widespread corporate reputation founded on benchmark performance since over 2 decades.

With innovation & efficiency as the key deciding factors, Iscon Group has today diversified into multiple sectors. Its presence in these critical industries will not only propel its own success but also boost and strengthen the economy as a whole.

# ધર્મ અને શક્તિનું પ્રતિક : સિંહ

- જોરાવરસિંહ જાદવ

ફોટોગ્રાફ્સ - ભૂષણ પંડ્યા



વેદકાળથી વિશ્વમાં અને ભારતમાં સિંહ એ અત્યંત આદરણીય, ખ્યાતનામ અને માનવંતું પ્રાણી ગણાય છે. એક માન્યતા એવી છે કે પૂર્વે સિંહો ભારત, આફ્રિકા, ઈરાન, સિરિયા, પેલેસ્ટાઈન, આર્મોનિયા, બાલ્કન દેશો, મેસોપોટેમિયા, પર્શિયા, બ્રિટિશ ટાપુઓ અને ગ્રીસનાં જંગલોમાં પણ હતા. આજે તો માત્ર આફ્રિકામાં અને એશિયામાં કેવળ ગીરનાં જંગલમાં જ સિંહોનો વસવાટ જોવા મળે છે. સૌરાષ્ટ્રના ગીરના જંગલમાં ૫૫૦ ઉપરાંત સિંહોનો વસવાટ છે.

બિલાડીવંશના આ શક્તિશાળી પ્રાણી સિંહની બે નસલો જોવા મળે છે એક આફ્રિકાનો સિંહ (જેને પ્રાણીશાસ્ત્રના આધુનિક વિદ્વાનો પૈન્થેરા લિઓ-લિઓ કહે છે) બીજો એશિયા અથવા ભારતના ગીરનો સિંહ (જેને પ્રાણીશાસ્ત્રનો પૈન્થેરાલિઓ પર્સીકાના નામે ઓળખાવે છે). એમ કહેવાય છે કે, પ્રાચીન સમયમાં ગીર અને આફ્રિકાના સિંહોની નસલ એક જ હતી અને આ સિંહોનાં વડવાઓ એક જ હતા પણ સદીઓથી વિભિન્ન વાતાવરણમાં રહેવાને કારણે આ બંને નસલોના સિંહોમાં શારીરિક પરિવર્તન આવી ગયું છે.

### વિવિધ નામો :

ગુજરાતીમાં વનરાજ, કેસરી, ડાલામથ્થો વગેરે નામે ઓળખાતો સિંહ અંગ્રેજીમાં "લાયન" તો હિંદીમાં "શેરબબર"ને નામે જાણીતો છે. અમરકોશમાં તથા કવિવર નંદદાસજી કૃત "અનેકાર્થી માનમંજરી નામમાલા કોશ" સિંહને માટે કંઠીરવ, કેસરી, હરિ, પલભક્ષ, વ્યાઘ્ર, હરિઅક્ષ, લટાળો, પંચાનંદ, શાર્દૂલ, પુંડરિક, દ્વીપી, મૃગપતિ, સાવજ ડાલામથ્થો વગેરે નામો અપાયાં છે.

### દુર્ગાદેવીનું વાહનઃ

પશુઓમાં સિંહ પ્રચંડ શક્તિશાળી ગણાય છે. પોતાની વિકરાળ ત્રાડથી સમગ્ર જંગલ ગજાવી મૂકે છે અને પશુ-પ્રાણીઓને થથરાવી મૂકે છે. આથી પૌરાણિક કથાઓ અને દંતકથાઓમાં સિંહને આગવાં માનપાન મળ્યાં છે. વનસમ્રાટ સિંહ, દેવી દુર્ગા અને મા અંબાનું વાહન ગણાય છે. અંધકાર અને અત્યાચાર સાથે યુદ્ધ કરતી વખતે દેવીઓ સિંહ પર સવાર થાય છે. ચિત્રકારોએ અને શિલ્પીઓએ દુર્ગાદેવીને મૂર્તિઓ અને ચિત્રોમાં મૃગેન્દ્ર સિંહની પીઠ પર બેઠેલાં બતાવ્યાં છે. આમ દેવીઓ સાથે સંકળાયેલો સિંહ શક્તિ અને ધર્મનું પ્રતીક ગણાય છે.

### પ્રાચીન પ્રાણીઃ

'ઊર્મિ નવરચના' માં સિંહ અંગેની અભ્યાસી લેખમાળામાં શ્રી વજુભાઈ વ્યાસ નોંધે છે કે, સિંહના અસ્તિત્વનો ઉલ્લેખ સૌપ્રથમ ઈ.સ.પૂ.૪,૭૫,૦૦૦ માં એટલે કે વાનર-માનવ કાળથી થયેલો જોવા મળે છે. એ વખતના રાની પશુઓ જંગલી અવસ્થામાં ખૂબ રુંવાટીવાળાં અને દેખાવે વિકરાળ હતાં. એવા એક રાની પશુનું ઈ.સ.પૂ. ૩૦,૦૦૦ વર્ષ પહેલાનું હાડપિંજર જર્મનીમાં હાઈડલબર્ગ સ્થળ પાસેથી મળી આવેલું છે, પરંતુ રાની પશુનો સિંહ તરીકેનો સ્પષ્ટ ઉલ્લેખ હાઈડલબર્ગ કાળના પ્રારંભ પછી જ જોવા મળે છે. હાઈડલબર્ગ કાળના માનવીના સમકાલીન રાની પશુઓમાં સિંહના અસ્તિત્વનો એના નામનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલ છે. અલબત્ત એ સમયના સિંહ હાલના સિંહ જેવા નાના કદનાં નહીં પણ મોટી વિશાળ કાયા ધરાવતા હોવાનું સંભવિત છે.

### પથ્થરયુગમાં પણઃ

જૂના પથ્થર યુગ(ઈ.સ.પૂર્વે ૪૦,૦૦૦) ના સમયમાં સિંહનું અસ્તિત્વ જગત ઉપર ચાલુ રહ્યા ના ઉલ્લેખો જોવા મળે છે. એ યુગમાં માનવી પથ્થરોના હથિયારો વડે શિકાર કરતો. એ કાળે સિંહ જગતના બધા ભાગોમાં જોવા મળતાં. જૂના પથ્થર યુગ પછી મેસોલિથિક યુગ (ઈ.સ. પુર્વે ૧૬,૦૦૦) માં પણ સિંહ હોવાનો ઉલ્લેખ ઈતિહાસકારોએ કરેલ છે. પથ્થર યુગ પછી કાંસ્યયુગમાં સિંહના અસ્તિત્વ અને વસવાટના ઉલ્લેખો થયેલા છે. આ યુગમાં (ઈ.સ.પૂ.૪૫૦૦) સિંહનો શિકાર કરવામાં આવતો. આવી રીતે જંગલમાં રહેલા સિંહના શિકારની આકૃતિવાળી એક કટોરી ગ્રીસના માઈસી ગામ પાસેથી ખોદકામ દરમ્યાન મળી આવેલી છે. એ આકૃતિ અનુસાર ચામડું વીંટાળેલા માનવીઓ સિંહનો શિકાર કરવા હાથમાં ભાલા જેવું તીક્ષ્ણ હથિયાર લઈને ફરે છે તેવુ દર્શાવાયું છે એ મુજબ સિંહ પણ મસ્ત અને વિશાળકાય હતા એનો ખ્યાલ આવે છે.

### મોહેં-જો-દડોના કાળે

શ્રી વ્યાસ આ લેખામાળામાં નોંધે છે કે પાંચ હજાર વર્ષ પૂર્વની જગતની નદીતટોની સંસ્કૃતિના કાળમાં પણ સિંહના અસ્તિત્વના ઉલ્લેખો થયેલા છે. સિંધુ અને રાવીની સંસ્કૃતિના સમયમાં મોહેં-જો-દડો અને હરપ્પાનાં જે ખોદકામ થયાં છે, તેમાં પશુઓની આકૃતિઓ મળી આવેલ છે. એમાં સિંહ જેવા પશુની આકૃતિ અંકિત થયેલી જોવા મળે છે. સિંહ તો વાઘથી ય જૂના કાળનું રાની પશુ હોઈ એ સમયમાં પણ સિંહનું અસ્તિત્વ હોવાનું તેમ જ સિંધુ નદી તટનાં રાજ્યોના પ્રદેશોમાં સિંહનો વસવાટ રહ્યાનું સમજાય છે. નાઈલ નદીનાં તટ પરની ચીની સંસ્કૃતિના કાળમાં સિંહનો વસવાટ વિશ્વનાં ઘણાં ભાગોમાં હતો. સેસેરિયન, બેબિલોન, પર્શિયન સામ્રાજ્યોના (ઈ.સ.પૂ.૨૧૦૦-૨૨૦૦) ના સમયમાં રાજવીઓ જંગલોમાં શિકારે નીકળતા અને તીક્ષ્ણ હથિયારોથી સિંહનો શિકાર કરતા.

### ભારતમાં આગમનઃ

ઐતિહાસિક કાળમાં ગ્રીસ, બાલ્કન વિસ્તાર, ડેન્યૂબ નદીની ખીણમાં સિંહના અસ્તિત્વના પુરાવા મળે છે. મેસિડેનિયામાં ઝેનફોનના લદાયેલા ઊંટો પર સિંહોએ કરેલા હુમલાનું વર્ણન ઈતિહાસકાર હીરોડોટસે આપ્યું છે. યુરોપના પોતાના મૂળ નિવાસ સ્થાનોમાંથી સિંહ-ઉત્તર પશ્ચિમ એશિયામાં ગયા અને ત્યાંથી પશ્ચિમ તરફ આફ્રિકામાં ફેલાઈ ગયા. બાઈબલના સમયમાં એશિયા માઈનોરમાં સિંહોની વસતી હતી તે ધીરે ધીરે મેસોપોટેમિયા, પર્શિયા, બલુચિસ્તાન અને ભારત સુધી ફેલાઈ ગઈ. પશ્ચિમ તરફથી સિંહો ભારતમાં આવ્યા અને દેશના ઉત્તર અને મધ્ય ભાગમાં સિંધથી માંડીને બંગાળ અને ગંગા તથા સિંધુ નદીથી માંડીને નર્મદાના કિનારા સુધી ફેલાઈ ગયા. નર્મદા નદીના દક્ષિણ ભાગમાં સિંહની ગેરહાજરી એ સુચવે છે કે સિંહનું મૂળ નિવાસસ્થાન ભારત નથી. જો ભારત તેનું વસ્વાટનું સ્થળ હોત તો સિંહ દેશના તમામ પ્રદેશોમાં જોવા મળ્યો હોત.

પાલતુ પશુ અશ્વ અને ગાયની જેમ સિંહ ભારતમાં ઋગ્વેદના સમયથી જોવા મળે છે. એ યુગમાં સિંહ ભારતના મોટાભાગનાં પ્રદેશો જંગલી અવસ્થામાં જોવા મળતા હતો. વેદ પછી રચાયેલાં પુરાણોની કથાઓમાં સિંહની ડણક (ગર્જનાઓ) સંભળાય છે. મનુસ્મૃતિમાં તો જણાવાયું છે કે સૃષ્ટિની રચના વખતે સિંહ જેવા રાની પશુનું પણ સર્જન કર્યું. રામાયણ અને મહાભારતના સમયમાં પણ સિંહનું અસ્તિત્વ હતું. વાલ્મિકી અને તુલસીદાસજીએ રામાયણમાં ચિત્રકૂટનાં વનોનું વર્ણન કરતાં ત્યાં સિંહો વિચરતા હતા એવો ઉલ્લેખ કર્યો છે. તુલસીદાસજીના વર્ણનો પરથી એક વાત સ્પષ્ટપણે જાણી શકાય છે કે એ સમયમાં સિંહ, હાથીઓથી ભરેલા જંગલોમાં રહેતા હતા. અર્થાત્ હાથી અને સિંહ જંગલોમાં સાથે રહેતા હતા. 'ઋતુસંહાર' માં ગ્રીષ્મની ગરમીનું વર્ણન કરતા કાલીદાસ લખે છેઃ 'જુઓ હાથીઓ બાજુમાં ઊભા છે; છતાં સિંહ તેને મારતો નથી, કારણ કે, ગરમી એટલી બધી પડે છે કે તરસને કારણે એનું સાહસ ઠંડુ પડી ગયું છે.





વિફરેલી સિંહણ ત્રાટકવાની તૈયારીમાં

'આગથી ગભરાયેલા હાથી, નીલગાય અને સિંહ આજે મિત્ર બનીને એકસાથે ઘાસના જંગલમાં જલદી નીકળી આવ્યાં છે ને નદીના રેતી વાળા પટ પર આરામ કરે છે. ગુપ્તકાળમાં સુશ્રુત, ચરક અને વાગ્ભટે આયુર્વેદના ગ્રંથોમાં સિંહનો ઉલ્લેખ કર્યો છે. બુદ્ધકાલીન સંસ્કૃત ગ્રંથોમાં સિંહના ઉલ્લેખો અને સિંહની ઉપમાઓ સાંપડે છે. એ સમયમાં સિંહ શૌર્ય અને બહાદુરીના પ્રતિકરૂપ મનાતો. મરાઠા અને મોગલ સમયમાં છેક ૧૮૩૦ સુધી માળવાનાં જંગલ પ્રદેશમાં સિંહો મોટી સંખ્યામાં હતા. બાદશાહ જહાંગીરે માળવાના જંગલોમાં એનો શિકાર કર્યો હતો. શ્રી રમેશ બેદી નોંધે છે કે, સન ૧૮૨૨માં સરહાનપુર અને ઉત્તર રોહેલખંડમાં મોટી સંખ્યામાં સિંહ જોવા મળતા. આબુ પર્વત પર એની હાજરીની નોંધ સરકારી દફતરે લેવામાં આવી હતી. ઘોડેસ્વાર થઈને સિંહનો શિકાર કરવાનો બ્રિટિશ અમલદારનો શોખ ૧૮૩૨ સુધી જાણીતો હતો. છેલ્લા સૈકા દરમ્યાન બ્લેન ફોર્ડે ગુજરાતમાં પાલનપુર, અમદાવાદ, વડોદરા, ડીસા અને આબુમાં તથા પોરબંદરની પાસે આવેલા બરડાના ડુંગરમાં સિંહની વસતી હોવાનું નોંધ્યુ છે.

સિંહનો પહેલા નંબરનો દુશ્મન જો કોઈ હોય તો તે માનવી જ છે. ધરતી પરથી વનસમ્રાટ સિંહોનું નિકંદન કાઢી નાખવામાં એણે સૌથી મોટો ભાગ ભજવ્યો છે. પ્રાચીન રોમન સામ્રાજ્યમાં સિંહની વસતી ઘણી મોટી હતી. આથી ત્યાં સિંહોનો શિકાર નિયમિત રીતે કરવામાં આવતો. ઈજિપ્ત, રશિયા અને ઈરાનના રાજાઓ સિંહનો શિકાર કરવામાં અપૂર્વ મર્દાનગી સમજતા. ખેડૂતોને રક્ષણ આપવાના રૂપાળા બહાના નીચે રોમના શાહી જમાનામાં ચાર દાયકા દરમ્યાન ૫૦ હજાર સિંહને જીવતા પકડી રોમમાં લાવવામાં આવ્યા હતા. આથી રોમના રાજાઓ સિંહને મારવા માટે ઈતિહાસ પ્રસિદ્ધ બનેલા છે. સિંહનો નાશ કરનાર આરબ કબીલાઓને તુર્કો ભેટ-સોગાદથી નવાજતા.

રોમન રાજ્યમાં સિંહને મારનાર વ્યક્તિને મોટાં ઈનામો આપવામાં આવતાં. તુર્કસ્તાનમાં તો સિંહને મારી તેનું ચામડું, નખ રજુ કરનારનું રાજ તરફથી સન્માન થતું અને તેને ઈનામ - અકરામ આપી નવાજવામાં આવતો. આથી સિંહનો ઘાણ નીકળી ગયો એમ જેક સ્કોટે નોંધ્યુ છે. તુર્કસ્તાનમાં પણ બાદશાહો સિંહના શિકારીને ભારે ઈનામોની લહાણ કરતા. શ્રી સુરસિંહજી જાડેજા નોંધે છે કે, આફ્રિકાની સ્વાહિલી જાતિમાં તો સિંહનો શિકાર કરી તેની કેશવાળીની ટોપી માથા પર ધારણ કરે તે મર્દને જ કન્યા પોતાના વર તરીકે પસંદ કરે છે. આ શિકાર માચડા પર બેસીને નહીં પણ હાથમાં ભાલું લઈને સામી છાતીએ સિંહને લલકારીને કરવો પડતો. જંગલી જાતિઓમાં રહેલી વીરતા આજે ય આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે.

મોગલ બાદશાહો કે સુબાઓ જ્યારે સિંહના શિકારે જતા ત્યારે એક જ સફારીમાં હજારો માણસોને સાથે લઈને જતા. શ્રી સુલેમાન પટેલ નોંધે છે કે ૧૭ મી સદીના એક મોગલ બાદશાહે એક લાખના લશ્કર સાથે સિંહોના શિકાર કર્યાના ઉલ્લેખો મળી આવે છે. ૧૯૦૯માં પ્રેસિડેન્ટ થીઓડોર રૂઝવેલ્ટના શિકાર વ્યવસ્થાપકોએ સિંહના શિકાર માટે ૩૦૦ ટુકડીઓ મોકલી હતી. કેટલાક ગોરા શિકારીઓએ ૨૦૦ સિંહો માર્યાનો દાવો કરતા હતા. ૧૨ વર્ષમાં એકલા સોમાલીલેન્ડમાં ૧૦૦૦ સિંહોને મોતને ઘાટ ઉતારી દેવામાં આવ્યા હતા.

દેશી રજવાડાંઓ પણ શિકારના શોખિન હતા. તેઓ હાથી-ઘોડા લઈને જંગલમાં શિકાર કરવા માટે નીકળી પડતા. બહારથી મહેમાનો આવે ત્યારે અથવા તો અંગ્રેજ અમલદારો આવે ત્યારે ત્યારે ખુશ કરવા માટે સિંહનો શિકાર કરવામાં આવતો.

કૂતરાંએ પણ સિંહના જબરજસ્ત દુશ્મન છે. ન મનાય તેવી વાત હોવા છતાં આ હકીકત છે. આફ્રિકામાં રહીને જંગલી પ્રાણીઓને તલસ્પર્શી અભ્યાસ કરનાર અંગ્રેજી શિકારી જહોનહંટર એકવાર શિકારે જતા ત્યાં તેમણે એક સિંહને અત્યંત વ્યથિત દશામાં જોયો. તેમના આશ્ચર્ય વચ્ચે ૧૮-૨૦ જંગલી કૂતરાઓ તેની પાછળ ભમતા હતા. સિંહ નાસતો હતો; પરંતુ કૂતરાઓ તેનો કેડો મુકતા ન હતાં. છેવટે સિંહ એક ઝાડને અઢેલીને ઊભો રહ્યો. એક હિંમતવાન કૂતરાએ છલાંગ મારી; પરંતુ સિંહે તેને પંજો મારી પૂરો કર્યો. એ દરમિયાન બીજા કૂતરાએ પાછળથી બચકું ભરી દોટ મુકી. સિંહે થોડાક કૂતરાં મારી નાખ્યા; સિંહે છેવટે પીડાથી ક્ષીણ થઈ ગયો અને કૂતરાઓએ લાચાર વનસમ્રાટને જીવતો ફાડી ખાધો.

સિંહના કૂતરા પછી બીજા નંબરના દુશ્મન છે જરખ. સિંહ વૃદ્ધ થાય એટલે ધીરે ધીરે તેનું બળ ઓસરતું જાય છે, દાંત ખવાઈ જાય છે, તે અગાઉની જેમ શિકાર કરી શકતો નથી. સાથીદાર સિંહ તેને છોડીને ચાલી જાય છે. ભૂખ અને ઘડપણથી અશક્ત બનેલા સિંહનું વેર વાળવા માટે ભૂંડાં મોં વાળા જરખો દોડી આવે છે. સિંહ થોડાક જરખનો તો ખાત્મો બોલાવી દે છે, પણ છેવટે ઝાઝી કીડીઓ સાપને તાણે એમ ઝાઝા જરખ સિંહને જીવતો જ ફાડી ખાય છે. પશુજીવનની આ પણ એક કરુણતા જ છે ને !

**ગીરમાં બે જાતઃ**

ગીરમાં વિહરતા વનરાજોની બે જાત શ્રી ભાણભાઈ ગીડાએ 'ઊર્મિ-નવરચના' માં નોંધી છે. તેમાં એક જાત છે ગધિયો અને બીજી જાત છે વેલર. ગધિયા કરતાં વેલર વધુ લાંબા અને ઊંચા હોય છે. સિંહની લંબાઈ પૂંછડીથી નાક સુધી માપતાં અગિયાર ફુટ આસપાસ હોય છે. રાખોડી રંગ અને પીળી માંજરી આંખો, પૂંછડાં ઉપર વાળનો ગુસ્સો, મોઢામાં રાક્ષસી સહિત ૨૮ થી ૩૦ દાંત, આગલા પંજામાં પાંચ અને પાછલા પંજામાં ૪ મળી કુલ અઢાર ન્હોર હોય છે. સિંહનું વજન ૫૦૦ રતલની આસપાસ અને તેનું આયુષ્ય ૩૦ વર્ષનું હોય છે.

**શિકારની પદ્ધતિઃ**

સિંહ એ રાતનો રાજા ગણાય છે. દિવસ ઉગે એટલે 'આખળી' (બેસવાની જગ્યા) શોધીને આરામથી પડ્યો રહે છે. સંધ્યા સમયે આખળી છોડીને ખુલ્લી જગ્યામાં આવીને બેસે છે. પછી નદી કે ઝરણામાં પાણી પી આળસ ખંખેરી નાખી શિકારની શોધમાં નીકળી પડે છે અને પંદર-વીસ માઈલનો પંથ સહેલાઈથી કાપી નાખે છે. વનરાજ ક્યારેક એકલો તો ક્યારેક કુટુંબ સાથે શિકારે નીકળે છે. શ્રી પ્રદ્યુમન દેસાઈ નોંધે છે કે સાવજ એકાકી હોય તો દબાતો લપાતો એના શિકારના હલનચલન અને કંઈક અંશે ઘ્રાણથી વીસ-પચ્ચીસ કદમ દૂર લપાઈને બેસી જાય છે અને જાણઅજાણ શિકારને એ અંતરમાં આવે એટલે હુમલો કરી પછાડી દે છે. પણ જ્યારે આખુ સંયુક્તરીતે હોય ત્યારે એ વન્ય પશુને ફરતો ઘેરો ઘાલે છે, અને જે મોટો સાવજ હોય તે પેલા પશુને વાળો કરી એના સાથીદાર જ્યાં દબાયા હોય તે તરફ હાંકે છે. આમ કરતાં ધીરા ઘૂરકાટથી એકબીજાના સંપર્કમાં રહે છે. જેવું પેલું પશુએ ઘેરામાંથી મુક્ત થવા ગભરાય અને બહાર નીકળવા આંધળુકિયું થઈ પડે તેવો જ એનો શિકાર થઈ જાય છે.

સિંહ શિકાર ઉપર તરાપ મારતી વખતે પોતાનું માથું નીચું નમાવે છે ને પૂંછડાના ઝંડાને વળ દેતો હોય તેવું જણાય છે. તેની નજર શિકાર પર સ્થિર લઈ જાય છે તરાપ મારવા અગાઉ તે ઘૂરકે છે. ઘૂરકતાં ઓચિંતા પોતાના આગલા પગનો પંજો ફટકારે છે. એ પંજાની એક જ થાપટે ડોક ભાંગી નાંખી પાડા કે ભેંસ જેવા મોટા પ્રાણીને તે જમીન ઉપર પટકી દે છે.

**શિકાર ખાવાની પદ્ધતિઃ**

શિકાર મરણને શરણ થતાં સિંહ પ્રથમ તો ચામડું ઊતારવાનું કામ કરે છે. બરાબર પેટની વચ્ચે તીક્ષ્ણ નહોર વડે આખા પેટને સફાઈથી ચીરે ત્યારે જેમ તાકામાંથી વેપારી રેજો ફાડે તેવો ચામડું ચીરવાનો અવાજ દૂરથી સંભળાય છે. પછી પેટના મેલાનો ભાગ અને આંતરડા કાઢી નાખવા માટે સિંહ પોતાના આગલા બે પંજાનો ઉપયોગ કરે છે. ભેંસ, બળદ, ગાય, ઘોડા, નીલગાય વગેરે પ્રાણીઓનું જ્યાં મરણ થયું હોય ત્યાં જઈ જોવાથી એ આંતરડાં ને પેટનો ભાગ કેવી સફાઈથી કાઢે છે તે જોઈ શકાય છે. મારણનાં ભાગમાંથી પ્રથમ તો શિકારની કલેજી, બુક્કા વગેરે સિંહ ખાઈ જાય છે. હવે જ્યારે તે લગભગ ધરાઈ રહ્યો છે, ત્યાર પછી સિંહણ કે તેનાં બચ્ચાંઓ તે મારણનું માંસ ખાવા મંડી પડે છે એમ 'પ્રજાબંધુ' માં શ્રી સુરસિંહજી જાડેજાએ નોંધ્યુ છે.

ઘોડો, મોટી ભેંસ કે બળદ અથવા તો નીલગાયનું મારણ જો સિંહે કરેલું હોય તો ત્રણથી ચાર દિવસ સુધી સિંહના કુટુંબને તેમાંથી ખોરાક મળી શકે છે. ખુબ ખાધા પછી સિંહ પાણી પી, ઘટાવાળા વૃક્ષનો ઢુંવો શોધી, આંખ બંધ કરીને સુઈ રહે છે. એ વખતે એનું જડબું ઉઘાડું રાખે છે. કાગડાઓ પોતાની ચાંચ વડે સિંહના દાંતમાં ભરાઈ રહેલું કાચું માસ ખોતરી ખાય છે. કાગડાઓને ખોરાક મળે છે. સિંહને આ ક્રિયા ખૂબ જ ગમે છે તેથી મોંમા ચાંચો મારતા કાગડાને તે મારતો નથી પણ તેની સાથે દોસ્તી રાખે છે.

સાવજનાં શિકારનું ગીતઃ

કચ્છમાં પહેલા રાઓ શ્રી ખેંગરાજીના પિતા હમીરજીને જામ રાવળે કપટકળાથી કતલ કરી નાખ્યા, હમીરજીના કુંવર ખેંગરાજી જામ રાવળના ભયથી કચ્છ છોડીને અમદાવાદના સુલતાન મહમદ બેગડાને આશરે આવે છે. મહમદ બેગડો સાવજના શિકારે ચડે છે. સાવજ બેગડા બાદશાહ પર ત્રાપ મારે છે એવા કટોકટીના સમયે ખેંગરાજી ચરાડવાના ચતિમાણેક મેરજીએ આપેલી અંબાજી માતાની સાંગ વડે સાવજને મારીને બાદશાહનો જીવ બચાવે છે.



ફોટોગ્રાફ - ડૉ. દિગંત બ્રહ્મભટ

આરામની પળોમાં



એક સાથે તેર સભ્યોનો સિંહ પરિવાર સંયુક્ત રીતે પાણી પીતા હોય તેની યાદગાર તસ્વીર, ભૂષણ પંડ્યા

આ ઉપકારથી મહમદ બેગડો ખેંગરાજીને 'રાઓ'નો ઈલ્કાબ આપે છે. એ પ્રસંગનું આ શિકાર કાવ્ય છે. - અસલ કચ્છી ભાષાનું કાવ્ય અને તેનો અનુવાદ શ્રી દુલેરાય કારાણી પાસે પ્રાપ્ત થાય છે જે નીચે મુજબ છે:

સાવજ ડણકે,
રણ વગડાનો રાજા ડણેક, દેખત જાણે ડુંગર ડણકે;
ભર્યો ભર્યો મહેરામણ ડણકે, માતેલો હિરાવણ ડણકે,
રંગતથી રંગીલો ડણકે, છલકે છેલ છબીલો ડણકે,
ડૂતો ડાલમથ્થો ડણકે, છત્તો ને અણછત્તો ડણકે
ડંકો ડણકે,
ડુંગરમાં ડંકો ડણકે, ભેખડમાં રણવંકો ડણકે
સૂનકારમાં શંકો ડણકે, અવની પર અવટંકો ડણકે
જોગીરાજ જટાળો ડણકે, અડિયલ અને અટારો ડણકે
આંખ ઝબૂકે,
વાદળમાં જેમ વીજ ઝબૂકે,
અંધારે ઊજાસ ઝબૂકે, પ્રકટેલો પ્રકાશ ઝબૂકે,
મોતી જાણે લાલ ઝબૂકે, જોધ્ધાની જંજાલ ઝબૂકે,
ટમટમ કરતી જોત ઝબૂકે, ઝબક ઝબકતું મોત ઝબૂકે,
વીર ઊટજો !
વંકા વાંગડ ધીરે ઊઠજો ! ભેટબંધ ભડવીર ઊટજો !
રણધીંગા રણધીર ઊઠજો ! રાતા માતા મીર ઊટજો !
બખ્તરબંધ અમીર ઊઠજો, પોઢેલો કોપીર ઊઠજો !
શાહ ચડે છે,
શૂર બેગડો શાહ ચડે છે, મહમદશાહ શિકાર ચડે છે,
લશ્કર લારો લાર ચડે છે, શુરા હારોહર ચડે છે,
રણડંકા પર તાન ચડે છે, સાવજ પર સુલ્તાન ચડે છે.
ત્રાડ કરે છે,
સાવજ સામે ત્રાડ કરે છે, રણ કેસરીઓ રાડ કરે છે,
મરદોને પડકાર કરે છે, જાણે પ્હાડ પોકાર કરે છે,
હેકલમલ જુંકાર કરે છે, માટીમારો માર કરે છે.
સડડ સડાકે !
સાવજ સેલ્યો સડડ સડાકે, હાથીડા પર હડડ હડાકે,
તરત ત્રાટક્યો તડડ તડાકે, કાંધે કૂદ્યો કડડ કડાકે,
યાળ ઉલાળે ઝડડ ઝડાકે, પુચ્છ પછાડે ફડડ ફડાકે.
પગ છૂટે છે,
પટાવતોના પગ છૂટે છે, ડગલે પાછે ડગ છૂટે છે,
બળીયા કેરા બળ છૂટે છે, વાંકડિયાના વળ છૂટે છે,
રાણ ભાગતા,
ઘોડાના ઘમસાણ ભાગતા, પાછળ તજી પલાણ ભાગતા,
ખાંડા છોડી ખાન ભાગતા, મર્દ મૂકી મેદાન ભાગતા,
પડતા પછડાતા જ ભાગતા, અથરા અથડાતા જ ભાગતા,
ઉમરાવ ને અમીર ભાગતા, મૂઠી બાંધી મીર ભાગતા,
તેલીખાં તંબોલીખાં, ને તીસમારખાં તીર ભાગતા.
રાજ થરથરે,
ગરવીલો ગજરાજ થરથરે, આજ સજેલો સાજ થરથરે,
બડો બેગડો રાજ થરથરે, મહીપતિ મોહતાજ થરથરે,
શાહનો શિરતાજ થરથરે, તેના શિરનો તાજ થરથરે,
અવસર આવે,
અજબ અણીનો અવસર આવે,
સાવજ પંજાને પટકાવે, ત્યાં તો કચ્છનો કુમાર આવે
ઘોડલિયે અસવાર આવે, સગીરને સુકુમાર આવે
લટિયર લાલ જુવાન આવે, કુંવર કનૈયો કાન આવે
સાંગ સજી સરદાર આવે, ખેંગ ચડી ખેંગાર આવે
કચ્છનો તારણહાર આવે
સાંગ છૂટતી,
સાવજ ઉપર સાંગ છૂટતી, સબાક કરતી સાંગ છૂટતી,
કાતિલ કેવી સાંગ છૂટતી, નાગણ જેવી સાંગ છૂટતી,
માણક મેરી સાંગ છૂટતી, જગદંબેરી સાંગ છૂટતી,
કાળ પડે છે,
રાડ કરી વિકરાળ પડે છે,
કેસરિયાળ કરાળ પડે છે, હાથીનો હણનાર પડે છે,
જંગલનો શણગાર પડે છે, સિંહનો ભરથાર પડે છે.
ઠાર થાય છે,
સાવજ શૂરો ઠાર થાય છે, વનરાજ જ શિકાર થાય છે,
પલક વારમાં પાર થાય છે, શાહ હવે હુંશિયાર થાય છે,
'રાવ'ખરો ખેંગાર થાય છે, કચ્છડાનો જયકાર થાય છે.

કહેવતોમાં સિંહ:

કહેવતોમાં પણ સિંહ ન હોય એવું તો બને જ નહીં ને? કહેવતોમાં સિંહનાં લક્ષણોની વાત કરવામાં આવી છે.

૧ ટાઢ જાય તડકે ને સિંહ જાય ભડકે.

૨ સિંહ પાંજરે પડ્યો ગરીબ.

૩ સિંહના પેટમાં સાબર ન પાકે.

૪ સિંહ ભૂખે મરી જાય, પણ ખડ ન ખાય.

૫ સિંહની બોડમાં હાથ ઘાલવો.

૬ સિંહ પાંજરે પડે પણ ગર્જના ન ભૂલે.

૭ સિંહને સંગાથ નહી.

૮ શેરી માહેનો સિંહ.

૯ સિંહને વનનો આશ્રય, વનને સિંહનો આશ્રય.

૧૦ સૂતો સિંહ જગાડવો નહીં.

૧૧ સિંહની મૂંછ જીવતા કદી હાથ ન આવે.

આમ, સિંહનો સંબંધ લોકજીવન સાથે પૌરાણિક સમયથી ચાલ્યો આવે છે. સિંહ અને માનવીની મહોબ્બતની, સિંહની સમજણની અનેક કથાઓ સર્જાઈ છે અને લોકવાર્તાના સ્વરૂપે અમર બની ગઈ છે. સાહિત્ય-સર્જનના પ્રેરકબળ તરીકે અને લોકકળામાં વૈવિધ્યપુર્ણ પ્રતીકોરૂપે સિંહે ઠીક ઠીક સામગ્રી પૂરી પાડી છે.

# ગુજરાતી પત્રકારત્વનો ઈતિહાસ

- લાલન મિસ્ત્રી

એક સમયે સમાજ સુધારણા, જન જાગૃતિ અને સેવા ભાવનાથી શરૃ થયેલું પત્રકારત્વ આજે સંપૂર્ણપણે નવા કલેવર ધારણ કરી ચૂક્યું છે. વૈશ્વિક કક્ષાએ પત્રકારત્વ પ્રચંડ ગતિએ ફેરફાર પામી રહ્યું છે. ગુજરાતી પત્રકારત્વ પર પણ તેની અસર થઈ રહી છે. અલબત્ત, આપણે અસરની નહીં, ગુજરાતી પત્રકારત્વ એટલે કે ગુજરાતી અખબારોના ઈતિહાસની વાત કરવી છે.

ગુજરાતી ભાષા પોતે ૩૦૦ વર્ષ કરતાં પુરાણી નથી માટે ગુજરાતી પત્રકારત્વનો ઈતિહાસ પણ ૧૮મી સદીથી જ શરૃ થાય છે. અલબત્ત, આખા જગતના પત્રકારત્વનો ઈતિહાસ ૧૫મી સદીમાં જોહાનિસ ગટનબર્ગે શોધેલા પ્રિન્ટિંગ મશીનને આભારી છે. એ મશીન શોધાયા પછી હસ્તલીખીત જ્ઞાન છાપવાની શરૃઆત થઈ. ધીમે ધીમે એમાંથી પત્રકારત્વ પણ વિકસ્યુ. ૧૫૮૨માં જર્મન પ્રકાશ જોહાનસ કાર્લોસે પ્રથમ અખબાર કે સમાચાર પત્ર કે સામયિક જે કહો એ બહાર પાડ્યું. એ પછી વિવિધ વિષયના સમાચાર-લેખો-માહિતી આપતાં પત્રો શરૃ થયા. ભારતમાં બ્રિટિશરોનું રાજ હોવાથી ધીમે ધીમે યુરોપમાં વિકસેલી એ ટેકનોલોજિ ભારત સુધી પહોંચી.

ગુજરાતી છાપકામની શરૃઆત ૧૭૮૦માં થઈ જ્યારે રૃસ્તમ કેરસાજીએ મુંબઈમાં છાપખાનું શરૃ કરી પહેલું વહેલું 'ગુજરાતી પંચાગ' છાપ્યું હતું. એ પછી ૧૭૯૭માં 'બોમ્બે કુરિયર' નામના અંગ્રેજી અખબારમાં એક જાહેરખબર ગુજરાતીમાં છપાઈ હતી. ગુજરાતી ભાષામાં છપાયેલા લેખનના એ શરૃઆતી ઉદાહરણો છે. એ પછી થોડી વધારે આ પ્રકારની જાહેરખબરો છપાઈ. બોમ્બે કુરિયરમાં કામ કરતાં પ્રિન્ટર જીજીભાઈ છાપગરના એક મિત્ર હતા. એ મિત્ર વારંવાર જીજીભાઈને મળવા છાપખાને જતાં હતા. એટલે એમને જ વિચાર આવ્યો કે આપણી ભાષામાં જ છાપખાનું તૈયાર કર્યું હોય તો!

જીજીભાઈના પારસી મિત્ર એ કામમાં લાગી પડ્યા. પ્રિન્ટિંગ પ્રેસ અને સબંધિત સામગ્રી તો મળી રહી પરંતુ સૌથી મોટો પ્રશ્ન ગુજરાતી ભાષા છાપી શકાય એવા બીબાંનો હતો. એ બીબાં ક્યાંથી કાઢવા? એટલે સૌથી પહેલાં તો બીબાં ઘરમેળે તૈયાર કરવાની શરૃઆત કરી. બજેટ મર્યાદિત હતુ એટલે ઘરની મહિલાઓને પણ કામે લગાડી દીધી. આખરે ૧૮૧૨માં બધાં ગુજરાતી અક્ષરના બીબાં સાથેનું છાપખાનું તૈયાર થયું. પારસી સજ્જને પોતાના ઘરમાં જ તેને ચાલું કર્યું. એ પારસી સજ્જનનું નામ ફર્દુનજી મર્જબાન, ગુજરાતી પ્રિન્ટિંગ ઉદ્યોગના ભીષ્મ!

છાપખાનું તૈયાર કર્યા પછી શરૃઆતમાં અમુક ગ્રંથોના ગુજરાતી અનુવાદો પ્રગટ કર્યાં. આજે એ જમાનાનું ગુજરાતી વાંચીએ તો સાવ અલગ લાગે. પરંતુ એ ભાષાના વિકાસનો મહત્વપૂર્ણ પડાવ હતો. દસેક વર્ષ પછી મર્ઝબાને કંઈક નિયમિત છાપવાનું નક્કી કર્યું. માટે તેમણે ૧૮૨૨માં અખબાર શરૃ કર્યું અને નામ રાખ્યું - 'શ્રી મુમબઈના શમાચાર'. આજની ગુજરાતી મુજબ આ નામ ભૂલભરેલું લાગી શકે, પરંતુ એવું જ નામ હતું ત્યારે. વિકસી રહેલી ગુજરાતી ભાષાને પ્રિન્ટિંગ સ્વરૃપ આપનારા બધા મહાનુભાવો પારસી હતા. એ રીતે ગુજરાતી ભાષાને શબ્દ દેહ આપવા માટે સમગ્ર ગુજરાતી સમાજ ઈરાનથી આવેલા પારસી સમુદાયનો ઋણી છે. શરૃઆતમાં મુંબઈ સમાચાર અઠવાડિક હતું. દર સોમવારે લગભગ ૬ પાનાંનું અખબાર-સમાચારપત્ર પ્રગટ થતું હતું. અલબત્ત, પાનાંની સાઈઝ ઘણી નાની હતી, આજના અખબારો જેવી મોટી નહીં. દાયકા પછી ૧૮૩૨માં તેને સાપ્તાહિકમાંથી દૈનિક ધોરણે છાપવાની શરૃઆત કરવામાં આવી હતી. રોજ રોજ તો શું છાપવું? એટલે દૈનિક બનાવાયા પછી છાપાનું કદ ઘટાડીને એક પાનાંનું કરી દેવાયું હતું!




https://en.wikipedia.org/wiki/Media_in_Gujarati_language

મુંબઈ સાથે સુરતને ત્યારે ગાઢ નાતો હતો. માટે છાપખાનાના વિકાસની નિકાસ સુરતમાં પણ થઈ. અહીં પણ નાના-નાના પત્રો શરૂ થયા. સુરતમાં છાપખાનાની શરૂઆત તો જોકે મુંબઈ પછી આઠ વર્ષે ૧૮૩૦માં જ થઈ ગઈ હતી. સુરતથી આગળ વધીને અમદાવાદ સુધી પણ છાપકામનો વિકાસ પહોંચ્યો. ગુજરાતના સદભાગ્યે ત્યારે અહીં ન્યાયધીશ તરીકે અંગ્રેજ પરંતુ ગુજરાતી ભાષા અને સંસ્કૃતિના ચાહક એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ હતા. ફાર્બસને ગુજરાતી સંસ્કૃતિ ગુજરાતી ભાષામાં જ વિકસે તેમાં વધારે રસ હતો. માટે તેમણે કવિ દલપતરામને નોકરીએ રાખ્યા અને ગુજરાતી સાહિત્ય એકઠું કરવાનું કામ સોંપ્યુ.

૧૮૪૮માં ગુજરાતમાં સ્થપાયેલી 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'એ પણ છપાયેલું સાહિત્ય લોકો સુધી પહોંચે એવા પ્રયાસો શરૂ કર્યા અને એમાંથી શરૂ થયું ગુજરાતી ભાષાનું પ્રથમ સામયિક 'બુદ્ધિપ્રકાશ'. એ વર્ષ ૧૮૫૦નું હતું. તેના આગલા વર્ષે ગુજરાત પ્રાંતનું પ્રથમ અખબાર 'વરતમાંન' પણ શરૂ થયું હતું. 'બુદ્ધિપ્રકાશ' ગુજરાતી ભાષાનું પ્રથમ સામયિક છે, સાથે સાથે આજે પણ ચાલું હોય એવું ગુજરાતી ભાષાનું એ સૌથી જૂનું સામયિક પણ છે.

એ જમાનાના પુસ્તકો-સામયિકો-અખબારોનો અભ્યાસ કરીએ તો એક વાત નોંધપાત્ર લાગે કે ત્યારે પણ સાથે ચિત્રો મુકાતા હતા. આજના જેવી પ્રિન્ટિંગ ટેકનોલોજી ન હતી એટલે વિવિધ ચિત્રકારો પાસે જરૂરી ચિત્રો તૈયાર કરાવાતા હતા. અંગ્રેજ યુગમાં મોટા ભાગની પ્રવૃત્તિનું કેન્દ્ર મુંબઈ હતું. ત્યાં મુંબઈ સમાચાર પછી ૧૮૩૦માં 'મુંબઈ વરતમાન' નામક સાપ્તાહિક શરૂ થયું. સમય જતાં તેનું નામ બદલીને 'મુંબઈ ચાબુક' કરવામાં આવ્યું હતું.

પારસીઓના ઘણા સામયિકો-પત્રો શરૂ થયા, તેમાં સમાજ સુધારા વિષયક ઘણુ લખાતું હતું. પણ એ લખાણ કદાચ બિનપારસીઓને ખાસ અસર કરતું ન હતું. માટે સમાજ સુધારક કરસનદાસ મુળજીએ ૧૮૫૫માં 'સત્ય પ્રકાશ' શરૂ કરીને ડંકો વગાડવાની શરૂઆત કરી. મંદિરો-ધર્મસ્થાનોમાં ઘણી વખત મોટી ગરબડ ચાલતી હોય છે. એ વખતે વૈષ્ણવ સંપ્રદાયના બની બેઠેલા મહારાજોમાં ચાલતી ગરબડો સત્ય પ્રકાશમાં છપાતી હતી. ધર્મ-ધુરંધરોની પાપલીલા પ્રગટ કરવા બદલ કરસનદાસ વિરૂદ્ધ કેસ થયા, ધાક-ધમકી-લાંચ અપાયા પણ તેમને પથ અને રથ કોઈ ડગાવી શક્યું નહીં. છેવટે કરસદાસનો એટલે કે સત્યનો વિજય થયો.

દરમિયાન મધ્ય ગુજરાતમાં ૧૮૬૧માં 'ખેડા વરતમાન', જ્યારે દક્ષિણ ગુજરાતમાં સુરતથી ૧૮૬૩માં 'સુરત મિત્ર' શરૂ થયું (૧૮૬૪થી નામ બદલાયું - ગુજરાત મિત્ર). તેના તંત્રી દીનશા અરદેશર તાલેયારખાને સુરત ઉપરાંત બહારના સમાચારો પણ ઉમેરી સામયિકને લોકપ્રિય બનાવ્યું હતું. ઉપરાંત તેઓ ગુજરાતી અને અંગ્રેજી બન્ને ભાષામાં લખતા. અંગ્રેજોની ટીકા અંગ્રેજીમાં લખાતી અને તેની ચર્ચા બ્રિટિશ વર્તુળોમાં થતી હતી.

અમદાવાદમાં દલપતરામ સમાજ સુધારણા મુદ્દે લખતા હતા તો સુરતમાં થોડા વર્ષો પછી નવો સુધારક પ્રગટ થયો. તેણે ૧૮૬૪માં પોતાનું સામયિક શરૂ કર્યું, નામ રાખ્યું 'ડાંડિયો'. એ સુધારક એટલે કવિ નર્મદ. સમાજમાં ચાલતી ગરબડોની રમૂજી ભાષામાં ટીકા કરતું હોવાથી ડાંડિયો લોકોમાં બહુ પ્રિય થયું હતું. કેટલાક તેને માત્ર નિંદા કરનારું પત્ર પણ ગણતા હતા. પણ તેનો જવાબ આપતાં નર્મદે લખ્યું હતું - 'તેજી ટકોરે ને ગધેડા ઢીકાપાટુએ જ પાધરા થાય!' ટૂંકમાં નર્મદ પોતાના વિચારોમાં સ્પષ્ટ હતા અને તેને વળગી રહેવા મક્કમ પણ હતા.

મુંબઈમાં બધા અખબારો-સામયિકો પારસીના હતા. સત્ય પ્રકાશ પણ પારસી અખબાર રાસ્ત ગોફ્તાર સાથે જોડાઈ ગયું હતું. એટલે સમયની જરૂરિયાત પારખી હિન્દુઓમાં લોકપ્રિય બને એવું સામયિક ૧૮૮૦માં ઈચ્છારામ દેસાઈએ શરૂ કર્યું, 'ગુજરાતી'. ઈચ્છારામે આ સામયિકમાં ૧૮૮૬માં એક હપ્તાવાર વાર્તા છાપી 'હિન્દ અને બ્રિટાનિયા'. તેમાં અંગ્રેજોના જુલમની કથા હતી. માટે આ અખબાર સામે બહુ વિરોધ થયો અને તેનો ફાયદો સામયિકને થયો. તેના ગ્રાહકોની સંખ્યા ૨૦૦થી વધીને સીધી ૨૫૦૦ થઈ ગઈ. આ સામયિક ચલાવતાં ચલાવતાં ઈચ્છારામે ઘણા ગુજરાતી ગ્રંથો રચ્યાં હતા. વળી ઈચ્છારામનું પોતાનું ગુજરાતી પણ ઘણું સારું હતું એટલે ભાષા-સાહિત્યની દ્રષ્ટિએ ગુજરાતીએ નવી ભાત પાડી હતી.

'ગુજરાતી પત્રકારિત્વનો ઈતિહાસ'માં ડો.રતન રુસ્તમજી માર્શલે નોંધ્યુ છે કે, ૧૯મી સદી પૂરી થવા આવી ત્યાં સુધીમાં ગુજરાતી પત્રકારત્વએ નોંધપાત્ર વિકાસ કરી લીધો હતો. પરંતુ તો પણ અમદાવાદ જેવા શહેરમાં હજુ જોઈએ એવું પત્રકારત્વ વિકસ્યું ન હતું. એ શરૂઆત ૧૮૯૮માં 'પ્રજાબંધુ' નામના સાપ્તાહિકની સ્થાપના સાથે થઈ. ભગુભાઈ ફતેહચંદ કારભારી અને જીવણલાલ વ્રજલાલ દેસાઈએ મળીને આ અંગ્રેજી વિભાગ ધરાવતું ગુજરાતી પત્ર શરૂ કર્યું હતુ.

પ્રજાબંધુએ બે-ત્રણ રીતે વિશિષ્ટતા પ્રાપ્ત કરી. એક તો દ્વિભાષી હતું, એટલે પરદેશથી આવતા અંગ્રેજી સમાચારો પણ સમાવી શકતું હતું. બીજુ એ જમાનામાં અમદાવાદમાં ઘણા ગુજરાતી લેખકો વિકસી રહ્યાં હતા, જેઓ પ્રજાબંધુ માટે લખવા લાગ્યા. ત્રીજું કે અમદાવાદને ત્યારે સ્થાનિક સ્વરાજ્યની સત્તા મળી ગઈ હતી. મ્યુનિસિપાલિટીના સમાચારો નિયમિત રીતે પ્રજાબંધુમાં આવતા હતા. વીસમી સદીનો પ્રારંભ થયો, થોડા વર્ષો પછી ભારતમાં ગાંધીજીનું આગમન થયું અને અમદાવાદ ગાંધીજીનું મુખ્ય મથક બન્યું. માટે પ્રજાબંધુને લખવા માટે સતત સામગ્રી મળતી રહેતી હતી. ધીમે ધીમે વિકાસ થયો અને ૧૯૩૨માં પ્રજાબંધુનું નામ બદલી 'ગુજરાત સમાચાર' કરી દેવાયું. ૧૯૪૦માં ગુજરાત સમાચારની માલિકી બદલી અને 'લોકપ્રકાશન લિમિટેડ' પાસે આવી, આજે પણ તેમની પાસે જ છે.

૧૯૦૧માં 'ગુજરાતી પંચ' શરૂ થયું જેમાં કાર્ટુનો વધારે આવતા હતા. સમય-જતા અખબારો-પત્રો વધ્યા એટલે સરકારે ૧૯૧૦માં 'ઈન્ડિયન પ્રેસ એક્ટ' દાખલ કર્યો. પાંચેક વર્ષ પછી આફ્રિકાથી પરત આવેલા ગાંધીજી પણ પત્રકારત્વમાં સક્રિય થયા. પ્રજા સુધી પોતાની વાત પહોંચાડવા તેમણે ૧૯૧૫માં સ્થપાયેલા સામયિક 'નવજીવન'ની ધુરા ૧૯૧૯માં પોતાના હાથમાં લીધી. અમદાવાદ સુધી પહોંચેલુ પત્રકારત્વ સૌરાષ્ટ્રમાં ૧૯૨૧માં દાખલ થયું. એ વર્ષે 'સૌરાષ્ટ્ર' નામે પત્ર શરૂ થયું. આઝાદીની લડતમાં ભાગ લેવા આરંભાયેલું એ સામયિક હવે દૈનિક અખબાર છે અને 'ફૂલછાબ' તરીકે ઓળખાય છે.

આજના ગુજરાતમાં ટકી રહેલા મહત્ત્વના અખબારોમાં ગુજરાત સમાચાર ઉપરાંત 'સંદેશ' બીજા નંબરનું સૌથી વધુ પહોંચ ધરાવતું ન્યૂઝ પેપર છે. તેની સ્થાપના ૧૯૨૩માં થઈ હતી. ૧૯૩૪માં 'જન્મભૂમિ' શરૂ થયું, જે હવે એકથી વધુ અખબારોનું જૂથ છે.

ગુજરાતી પત્રકારત્વ ૨૦૦ વર્ષ પૂર્ણ કરવા જઈ રહ્યું છે. પરંતુ તેની દિશા અને દશા સાવ જ બદલાઈ ગઈ છે. આખા જગતના જર્નલિઝમ પર સદીઓ સુધી પ્રિન્ટ મીડિયા (છપાઈને પ્રગટ થતાં સમાચાર માધ્યમો, જેમ કે અખબાર, સામયિક)નો દબદબો રહ્યો. હવે સ્થિતિ બદલાઈ છે. ટેલિવિઝ જર્નલિઝમ પણ વિકસ્યું છે. તેનાથી આગળ વધીને ડિજિટલ જર્નલિઝમનો યુગ આવી ગયો છે, જે ટીવી-અખબારને બદલે માત્ર મોબાઈલ ફોનના સ્ક્રીનમાં સમાઈ શકે એ રીતે જ રજૂ થાય છે. એ આજની સ્થિતિ છે અને બહુ ઝડપથી બદલી રહી છે. આખા જગતમાં પત્રકારત્વ પરિવર્તન પામી રહ્યું છે, જેની અસરથી ગુજરાતી જર્નલિઝમ પણ મુક્ત રહી શક્યું નથી.

# સુરતનાં યુરોપીય સ્મારકો

- કપિલ ઠાકર,
રુતુલકુમાર સુતરીયા

સુરત પ્રાચીન સમયથી આંતરરાષ્ટ્રીય સ્તરે વેપારનું હબ રહ્યું છે અને જેની નિશાની આપતા અનેક પુરાવાઓ આજે પણ સુરત શહેરમાં ક્યાંક સચવાયેલ તો ક્યાંક બિન સચવાયેલ અવસ્થામાં આવેલા છે. એવા જ કેટલાક સ્મારકો વિશેનો પ્રાથમિક પરીચય આ પ્રકરણમાં મેળવીશુ. સુરતમાં અંગ્રેજો, વલંદા અને ફિરંગીઓના વસવાટને લઈને તેમના ચર્ચ બન્યા હતાં અને તેમની વહીવટી કોઠીઓ તેમજ કબ્રસ્તાન પણ હતાં. આ પૈકીનાં ઘણા સ્મારકો નાશ પામ્યાં છે. સુરતમાં કતારગામ દરવાજાની અંદરના ભાગે જમણી તરફ વલંદાઓના કબ્રસ્તાન નજીક આર્મેનિયનોનું કબરસ્તાન આવેલું છે. અંગ્રેજોની ઉપરોકત કબરોની સરખામણીએ વલંદાઓની અને આર્મેનિયમની કબરો વધુ સુંદર છે. આ આર્મેનિયન કબરો પરના લેખના પત્થરો હાલમાં સ્થાનિક સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યા છે જ્યારે સ્થાન ઉપર પણ ઘણા લેખો ખંડીયર હાલતમાં આવનાર પ્રવાસીઓના પગ નીચે દબાઈ રહ્યા છે. આ કબરોમાં ભારતીય શૈલીનું કોતરકામ નજરે પડે છે.

સુરત પ્રાચીન સમયથી આંતરરાષ્ટ્રીય સ્તરે વેપારનું હબ રહ્યું છે અને જેની નિશાની આપતા અનેક પુરાવાઓ આજે પણ સુરત શહેરમાં ક્યાંક સચવાયેલ તો ક્યાંક બિન સચવાયેલ અવસ્થામાં આવેલા છે. એવા જ કેટલાક સ્મારકો વિશેનો પ્રાથમિક પરીચય આ પ્રકરણમાં મેળવીશુ. સુરતમાં અંગ્રેજો, વલંદા અને ફિરંગીઓના વસવાટને લઈને તેમના ચર્ચ બન્યા હતાં અને તેમની વહીવટી કોઠીઓ તેમજ કબ્રસ્તાન પણ હતાં. આ પૈકીનાં ઘણા સ્મારકો નાશ પામ્યાં છે. સુરતમાં કતારગામ દરવાજાની અંદરના ભાગે જમણી તરફ વલંદાઓના કબ્રસ્તાન નજીક આર્મેનિયનોનું કબરસ્તાન આવેલું છે. અંગ્રેજોની ઉપરોકત કબરોની સરખામણીએ વલંદાઓની અને આર્મેનિયમની કબરો વધુ સુંદર છે.

આ આર્મેનિયન કબરો પરના લેખના પત્થરો
હાલમાં સ્થાનિક સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યા છે
જ્યારે સ્થાન ઉપર પણ ઘણા લેખો ખંડીયર હાલતમાં આવનાર પ્રવાસીઓના
પગ નીચે દબાઈ રહ્યા છે. આ કબરોમાં ભારતીય શૈલીનું કોતરકામ નજરે પડે છે.

## ઉપેક્ષા

- સુરત ખાતે વલંદાઓએ પોતાનું ચર્ચ ઈ.સ.૧૭૭૭ માં બંધાયું હોવાનું મનાય છે. હાલ એના ખંડિયેર પૈકીનો એક ભાગ જળવાઈ રહેલો જોવામાં આવે છે.
- બ્રિટિશ કાલ દરમ્યાન ગુજરાતમાં બંધાયેલા પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના દેવળોમાં સૌથી જૂનુ દેવળ ઈ.સ.૧૮૨૫ની સાલનું છે. સુરતનું ક્રાઈસ્ટ ચર્ચ નામનું દેવળ ઈ.સ.૧૮૨૫ની સાલમાં બંધાયેલ છે, જેની પ્રતિષ્ઠા બિશપ હેબરે કરી હતી. આ દેવળનું બાંધકામ જ્યોર્જિયન શૈલીને અનુસરે છે.
- સુરતમાં મુઘલસરાઈ વિસ્તારમાં આવેલું દેવળ લંડન મિશન સોસાયટીએ ઈ.સ.૧૮૪૦માં બંધાવ્યુ હતું.
- સુરતમાં વલંદાઓની કબરો પૈકી બેરનવેલ રીદની કબર અંગ્રેજોની કબરો કરતાં ચડિયાતી જણાય છે. આ ઈમારતમાં ઉપરના ભાગમાં વીથિકા અને નીચેના ભાગમાં રવેશ કાઢેલ છે. એના થાંભલાઓ પર ફુલવેલનાં મનોહર રૂપાંકન કરેલાં છે. મકાનને નકશીકામ વડે સરસ રીતે સજાવેલું જોઈ શકાય છે.
- સુરતની ઉત્તર સીમાએ કતારગામના દરવાજા બહાર અંગ્રેજોનું કબ્રસ્તાન આવેલું છે. એમાં મુખ્ય કબર ઈ.સ. ૧૬૬૯માં અવસાન પામેલા તે વખતના અંગ્રેજ કોઠીના પ્રમુખ ઓકસ્ન્દ દનની છે. કબ્રસ્તાનની ઈમારતોના ઓટલાની ઊભણી, થાંભલીઓ અને કુંભીઓમાં ભારતીય શૈલીનું કોતરકામ જોવામાં આવે છે, જ્યારે ગોખલાઓ, કમાનો અને અન્ય જગ્યાઓ પરના કોતરકામમાં મુખ્યત્વે મુસ્લિમ અને પોર્ટુગીઝ શૈલી અપનાવાઈ છે. આ કબરસ્તાનમાં નાના-મોટા મિનારાઓ વાળી લગભગ ૧૪ જેટલી કબરો છે. એ ઉપરાંત ૮૦ જેટલી સાદી કબરો પણ છે.
- ઈ.સ. ૧૬૧૬ માં સુરત આવેલા વલંદાઓએ પણ અંગ્રેજો જેવી ભવ્ય કોઠી સ્થાપી હતી. આ કોઠી “વલંદા બંદર” નામે ઓળખાતી. એ તાપી નદીના કિનારે શહેરપનાહ અને આલમપનાહ વચ્ચે આવેલી હતી. આજે એ જગ્યા નાનપુરા વિસ્તરામાં આવેલી છે.
- મુગલીસરા ઉકડજીની ધર્મશાળાની સામે આવેલી ઈમારત પોર્ટુગીઝોની કોઠી તરીકે ઓળખાય છે. મકાન ઉપરની તકતીમાં ૧૭મી અને ૧૮મી સદીમાં પોર્ટુગીઝોએ આ મકાનનો ઉપયોગ કોઠી તરીકે કર્યાનો લેખ છે. જો કે હાલમાં આ મકાન નામશેષ અવસ્થામાં છે.
- ઈસ્ટ ઈન્ડિયા કંપનીને સુરતમાં સૂબેદાર તરફથી આ મકાન બાંધવા ઈ.સ. ૧૬૧૨માં પરવાનગી આપવામાં આવી હતી. કાળક્રમે તેમાં સુધારા વધારા થતા રહ્યા. સુરત ખાતેની આ કોઠી અંગ્રેજોની ભારતમાંની કોઠીઓમાં સૌથી મોટી ગણાતી. ભરૂચ, વડોદરા, ખંભાત, અમદાવાદ, આગ્રા, વગેરે સ્થળોની અંગ્રેજ કોઠીઓ સુરતની કોઠીને તાબે રહીને કામ કરતી હતી. ૧૮મી સદીમાં અંગ્રેજોની હકુમતનું મુખ્ય સ્થાન મુંબઈ લઈ જવાયું, એટલે આ મકાનની જાહોજલાલી ઓછી થઈ ગઈ. આ કોઠીનું મકાન તોડી પાડવામાં આવ્યું હોવાથી હવે એના અવશેષ જોવામાં આવતા નથી.

પ્રસ્તુત લેખ સુરતની જાહોજલાલીની પ્રાચીનતા દર્શાવે છે વર્તમાન સમયમાં પણ મહાનગરપાલિકા અથવા જે પણ સ્થાનિક ઓથોરીટી છે તે સુરતનાં આ વિદેશી અવશેષોને ઉજાગર કરી તેમનું જે તે દેશ સાથેનું જોડાણ બાબતે પુનઃ સંકલન કરી પ્રવાસનને વેગ આપી શકે તેમ છે.

# પ્રભાસક્ષેત્ર :

## ધર્મ, સંસ્કૃતિ અને પુરાતત્વનું સમન્વય

- કપિલ ઠાકર

આજે આપણે સૌ શ્રી સોમનાથ મંદિરથી પરીચિત છીએ પણ ઘણાં ઓછા લોકોને ખ્યાલ હશે કે શ્રી સોમનાથ મંદિર જ્યા આવેલુ છે તે મૂળ નગર પ્રભાસપાટણ છે અને તેની આસપાસનો સમગ્ર વિસ્તાર પ્રભાસક્ષેત્ર તરીકે જાણીતો છે. વેદો અને પુરાણોને હિંદુ ધર્મના સૌથી આધારભૂત ગ્રંથો માનવામાં આવે છે અને તત્કાલીન ધાર્મિક, સામાજિક તેમજ ઐતિહાસિક કડીઓને સાંકળવા માટે આ ઘણું સહાયરૂપ સાહિત્ય છે. આપણા કુલ ચાર વેદો અને ૧૮ પુરાણો છે જેમાંનુ એક જ સ્કંદપુરાણ. સ્કંદપુરાણમાં અર્બુદખંડ, રેવાખંડ, કુમારિકાખંડ, મહેશ્વરખંડ, બ્રાહ્મખંડ, ધર્મારણ્યખંડ, પ્રભાસખંડ જેવા ખંડો આવેલા છે. જેમાં પ્રભાસખંડ શ્રી સોમનાથ અને પ્રભાસક્ષેત્ર ઉપર ઘણો જ ઊંડાણપૂર્વક પ્રકાશ પાડે છે. વધુમાં આ વિષયમાં અભ્યાસ કરનારાઓ માટે પ્રભાસખંડ અનિવાર્ય છે. સ્કંદપુરાણના પ્રભાસખંડ અનુસાર પૃથ્વી પર જંબૂદ્વીપ છે કે જે નવ ભાગોમાં વિભાજિત છે આ નવ ભાગોમાંનો એક ભાગ ભારત છે, ભારતનો નવમો ભાગ સૌરાષ્ટ્ર છે અને સૌરાષ્ટ્રનો નવમો ભાગ પ્રભાસ છે. વિવિધ ભાષાઓ, પ્રસંગો અને વર્ણનો જોતાં સ્કંદપુરાણ એક જ સમયમાં એક જ લેખક દ્વારા નહીં પણ જુદા જુદા સમયે જુદા જુદા લેખકો દ્વારા લખાયેલ હોવાનું જણાય છે અને તે લખાયાનો અંદાજિત સમય ઈ.સ.આઠમી સદી પહેલાંનો હોવાનું મનાય છે. સ્કંદપુરાણ ઉપરાંત વામનપુરાણના ૩૪મા અને ૮૪મા અધ્યાયમાં, ગરૂડપુરાણના ૮૧મા અધ્યાયમાં, કૂર્મપુરાણના ૩૪મા અધ્યાયમાં જ્ઞાનસંહિતાના ૩૮મા અને ૪૫મા અધ્યાયમાં શ્રી સોમનાથ અને પ્રભાસ વિશેના ઉલ્લેખ મળે છે. પુરાણો ઉપરાંત દ્વારકા મહાત્મ્ય, ઋગ્વેદ, યજુર્વેદ જેવા ગ્રંથોમાં પણ આ પવિત્ર ભુમિનું વર્ણન જોવા મળે છે.

પ્રભાસ એટલે અતિશય પ્રકાશમાન. પ્રભાસ ક્ષેત્રનું બીજુ નામ ભાસ્કર ક્ષેત્ર પણ છે. પુરાણોમાં એવી કથા છે કે સૂર્ય પ્રભાસમાં પૂર્ણ પ્રકાશતા હતા. એ પ્રકાશ એટલો અસહ્ય હતો કે તેમની પત્ની છાયા પણ તેમના નજીક ન જઈ શકતા. આથી સૂર્યએ પોતાની સોળ કળામાંથી બાર કળા પ્રભાસ ક્ષેત્રના બાર સૂર્યમંદિરને આપી દીધી અને ચાર કળા પોતાની પાસે રાખી. આ ઉપરથી સાબિત થાય છે કે અહીં સૂર્ય પૂજાનો પ્રચાર હશે. આ પાવન ધામની અનેક દેવતાઓ, ઋષિઓએ મુલાકાત લીધેલી હોવાના ઉલ્લેખો પણ વેદ-પુરાણોમાંથી મળે છે જેમાં પ્રહલાદ, શ્રી રામ, રાવણ, ધ્રુવ, પાડંવો, યાદવો, કૃષ્ણ-બલરામ વિશેષ છે તેમજ મુખ્ય ઋષિઓમાં વસિષ્ઠ, નારદ, કશ્યપ, દુર્વાસા, દધિચિ વગેરેનો સમાવેશ થાય છે. મહાભારત અને બીજા ઉલ્લેખો ઉપરથી જણાય છે કે મૌર્ય યુગ પહેલાં પણ પ્રભાસ સૌરાષ્ટ્રનું જ નહીં પણ સમગ્ર ગુજરાતનું પ્રખ્યાત સ્થળ હતું. પ્રભાસ ક્ષેત્રણા દરિયાકાંઠાને નાઘેર નામે ઓળખવામાં આવે છે. અહીં એક સમયે સમૃદ્ધ બંદરો હતા અને આ લીલાછમ નાઘેરનું મુખ્ય મથક પ્રભાસપાટણ હતું.



પ્રભાસ બંદર રાતો સમુદ્ર, ઈરાની અખાત, ઉત્તરઆફ્રિકાનો કિનારો અને હિન્દુસ્તાન વચ્ચેના વેપારનું મુખ્ય મથક હતું. જો કે સોમનાથ અને પાટણ પર અવારનવાર થતા મુસ્લિમ આક્રમણખોરોના હુમલાને કારણે આ નગરની સમૃધ્ધિ ઓછી થતી ગઈ અને આ બંદરનો વેપારી વપરાશ ઘટવા લાગ્યો. ધીમે ધીમે નજીકમાં વેરાવળ બંદરનો વિકાસ થતા અંતે પ્રભાસપાટણ તીર્થ સ્થાન તરીકે વધારે પ્રચલિત બન્યું.

પ્રભાસપાટણ પાસે મરી ગયેલાં માછલાઓના અશ્મિભૂત થર **(Oyster Bed)** છે તેનો કિરણોત્સર્ગ પદ્ધતિથી અભ્યાસ કરતા તે ૨૧,૦૦૦ વર્ષથી પણ વધુ જૂના હોવાના માલૂમ પડે છે. ઐતિહાસિક અને પુરાતત્વીય પરિપ્રેક્ષ્યમાં પ્રભાસપાટણ અને આસપાસનો વિસ્તાર હડપ્પાકાળમાં સમૃદ્ધ હોવાના પુરાવાઓ આસપાસના સ્થળોએ થયેલા ઉત્ખનન પરથી જાણી શકાય છે. પ્રભાસપાટણ પાસેના નગરાના ટીંબામાં ઈ.સ.૧૯૭૧ માં પૂનાની ડેક્કન્ કોલેજ અને રાજ્ય પુરાતત્વ વિભાગ દ્વારા થયેલા ઉત્ખનન દરમિયાન સૌથી નીચેનો થર નદીના પૂરથી રચાયાની હકીકત જાણવા મળી હતી અને અહીં એક પછી એક પાંચ સંસ્કૃતિઓના અવશેષો મળ્યા છે. અહીં ઈ.સ.પૂર્વે ૨૦૦૦ થી ૧૮૦૦ ના અવશેષોમાં ત્રણ જાતના વાસણોના ઠીકરા, પથ્થરની છરીના બે એક પાનાં અને ફ્રીએન્સ **(Faience)** પ્રકારના મુલ્યવાન મણકા મળ્યા હતા. ઈ.સ.પૂર્વે ૧૮૦૦ થી ૧૫૦૦ ના મળેલા અવશેષોમાં એક ચોરસ મકાનના પાયા મળી આવ્યા હતા.

ચુનાના પથ્થરો વડે બંધાયેલ આ મકાન ૧૦*૭ ફૂટનું હતું. અહીં મળતા ઠીકરાનું માટીકામ સર્વપ્રથમ આ વિસ્તારમાંથી જ મળતા તે “પ્રભાસ માટીકામ” તરીકે ઓળખાય છે. અહીં મળતા વાસણોમાં રોજબરોજના વપરાશમાં ઉપયોગી વાડકા વિશેષ છે. પાતળા પોતના આ વાડકાઓ પર પીળા-નારંગી ઓપ ચઢાવેલા હોય છે અને તેના પર ઘેરા લાલ રંગના કીરમજી રંગથી ચિત્રો દોરેલાં હોય છે અને બધાં જ ચિત્રો ઘણાં જ પદ્ધતિસર ગોઠવાયેલાં છે. અહીં મળતા અવશેષોમાં સેલખડી નામના નરમ પથ્થરમાંથી બનાવેલ માદળિયું પણ મળી આવે છે જેમાં એક બાજુ સાત અને બીજી બાજુ પાંચ ઘેંટા કોતરેલાં દેખાય છે. બીજું છે કાનનું કુંડળ અને ત્રીજું છે ઓબ્સીડીઅન **(Obsidian)** નામના પથ્થરમાંથી બનેલ ચપ્પુનું પાનું.

ત્યારબાદ આસપાસના વિસ્તારમાંથી મળી આવેલી ગુફાઓ ઈ.સ. બીજી સદીની હોવાનું જણાઈ આવે છે. ઈ.સ.૧૦ મી સદી બાદ સોલંકી અને વાજા રાજાઓના સમયમાં પ્રભાસપાટણનો ઘણો સારો વિકાસ થયો હતો. ત્યારબાદ સતત મુસ્લિમ આક્રમણખોરોના હુમલાઓ અને સ્થિર સત્તાને અભાવે શહેર સતત પતનના આરે ધકેલવા માંડ્યુ.



આઝાદી બાદ પુનઃ સોમનાથ ધામના વિકાસનો પ્રારંભ થતાં પાટણ નગર વિશ્વ સમક્ષ ફરીથી હિન્દુ ધર્મના તીર્થસ્થાન તરીકે ઊભરી આવ્યું અને હાલમાં એકવીસમી સદીમાં શ્રી સોમનાથ ટ્રસ્ટની મજબૂત ટીમ અને સર્વાંગી વિકાસના અભિગમથી સોમનાથ પરિસરની સાથે સાથે પ્રભાસપાટણ પણ ફરી ઉજાગર થઈ રહ્યું છે.



# બેઠાં ગરબા નાગરોની સુંદર પ્રથા

- પારુલ ત્રિવેદી શાહ

ગુજરાતમાં આસો માસ આવતાં યુવા અને યુવતીઓના મન મોરની જેમ થનગનાટ કરવા લાગે છે. અનેક યોજનાઓ પાર પાડવા માટે તેઓ આતુર બની જાય છે. ગરબા અને રાસ કરવા મન ઢેલ બની નાચી ઉઠે છે. આસો માસના શુક્લ પક્ષમાં સમગ્ર ગુજરાતનું વાતાવરણ નવરાત્રીની દિવ્ય દૈવી ભક્તિથી ખીલી ઉઠે છે. શ્રી જગદંબાની આરાધનાના ઓરતાં સદીઓ જૂની પ્રથા છે. (મૂળ સંસ્કૃત શબ્દ) ગર્ભદીપ - છિદ્ર વાળી માટલી માં પ્રગટાવેલો દિપકને મધ્યમાં રાખીને તેના ફરતે તાળી વગાડીને શક્તિ સ્વરૂપ આશાપુરા, મહાકાળી, જગદંબા, બહુચરા વગેરે નવદુર્ગાનું સ્મરણ કરીને ગવાય તે ગરબો.

ગુજરાતમાં સર્વ પ્રથમ માતા ભવાનીના ગુણગાન ગાવાની શરૂઆત ઈ.સ. ૧૭૨૧માં ભાણદાસજી એ રચેલી એક ગરબીથી થઈ એવું મનાય છે "ગગન મંડળની ગાગરડી ગુણ ગરબી રે, તેણી રમિ ભવાની રાસ ગાઉં ગુણ ગરબી રે". તે પછી અનેક કવિઓ એ જગદંબાની સુંદર સ્તુતિઓ, ગરબા, ગરબી અને લોકગીતો રચ્યા જેમાંના ઘણા આજે પણ ગવાય છે અને ઘણા વિસરાઈ ગયા છે. ફરતાં ગરબા-રાસનું આયોજન ઘણા દાયકાઓથી વ્યવસાયિક ધોરણે થવા લાગ્યું છે. નવરાત્રીની નવ રાતનો થનકાર ગુજરાત ગજવી નાખે છે પછી દશેરાએ ફાફડા-જલેબી માણીને પણ ગરબે ફરવાની હોંશ રાખે તેવા ગુજરાતીઓનો જોશ વધાવવા જેવો હોય છે. પૂનમે “ચાંદો ઉગ્યો ચોકમાં ઘાયલ” ગાવાની પ્રણાલી ઘણી પ્રચલિત છે અને આમ, દિવાળી સુધી શક્તિની જ્યોતમાં મહાકાળીને અને શ્રી રામ-સીતાને આવકારવા આતુર રહે છે. આદ્યશક્તિ અંબિકાના ગરબા ભાવપૂર્ણ હોવાની સાથે સાથે તાલબદ્ધ, સૂરબદ્ધ અને લયબદ્ધ ગવાય છે. મુખ્યત્વે લોકસંગીત નાતાલમાં ગાવા માટે રચાયેલા છે જેમ કે દાદરા, એકતાલ, કેહેરવા અને દીપચંદી. તેમાં રાગ જેવા કે દેશ, કાફી, બાગેશ્રી, ઝીંઝોટી, કાલીંગડા, માંડ, ખમાજ અને ગારાની છાયા હોય છે.

નાગર કુળમાં હાટકેશ્વર મહાદેવ ઈષ્ટદેવ રૂપે બિરાજે છે અને આદ્યશક્તિ કુળદેવી રૂપે પૂજાય છે. ગરબા દ્વારા જગદંબાની ભક્તિ ગાવાની નાગર કુટુંબોની પ્રણાલી એટલે બેઠા ગરબા. જગતજનની જગદંબાનું સ્થાપન કરી સૌપ્રથમ નવદુર્ગાનું સ્મરણ કરીને ગણપતિ વંદનાથી શુભારંભ કરવામાં આવે છે જ્યારે નાગર સખીવૃંદ દ્વારા સુરીલા કંઠે, શુદ્ધ ઉચ્ચારે, સવિનય માતા ના ગરબા ગવાય ત્યારે ભોળા ભવાની ઘરમાં સોળ સ્વરૂપે ઉતરી આવ્યા હોય તેવી ભાવના થઈ આવે છે. સમુહગાન ભક્તિના આનંદ લેહકાને અનેરો બનાવી દે છે. તેમાંય ઘણા ગરબા શાસ્ત્રીય પધ્ધતિથી ગવાય છે એટલે વૃંદ ગાનમાં ક્યારેક એક ઉપાડે અને બીજા ઝીલે તો ક્યારેક બધા રિયાજ કરીને સમૂહમાં ગાય એમ પણ બને છે. ઘણા ગરબા ઢોલક, હાર્મોનિયમ, મંજીરા, ખંજરી નાસૂરનાં તાલે ગવાય છે તો ઘણા ગરબાના બોલ અને તાળીઓ ના તાલે જ ગરબા ગજવી મુકે છે. લગભગ એક-દોઢ કલાક તો ગાવાનું નક્કી હોય છે. છેલ્લે થાળનો ગરબો ગવાય ત્યારે પણ માતાને ભજવવાના ઓરતાં મનમાં હોય એવું બને છે. દુનિયાના અનેક દેશોમાં વસવાટ કરતા નાગર ઘરોમાં નવરાત્રી વખતે બેઠાં ગરબા ગવાય છે. સિંગાપોરમાં ચાર-પાંચ નાગર અને વૈષ્ણવ કુટુંબોમાં બેઠા ગરબા ગવાય છે. મારા પોતાના ઘરે પણ છેલ્લા ૧૮ વર્ષથી માતાનું સ્થાપન અને ગરબા ગવાય છે. સાથે ગાનાર સહુ સખીઓને ગરબાના લિખિત શબ્દોની યાદી મળી રહે તેવી વ્યવસ્થા રાખવામાં આવે છે જેથી ગરબો ઉપાડવા અને ઝીલવામાં સૌનો સ્વર પુરાતો રહે.

દેવો તેમજ ઋષિમુનીઓ જેના ગુણ ગાય છે, જેના આગમનથી ત્રિભુવન ડોલી જાય તે માતા ભવાનીની અપાર શક્તિ, અનંત રૂપ અને સહસ્ત્ર ગુણોની ગાથા ગુજરાતના ઉચ્ચકોટીના કવિઓના ગરબામાં વણાયેલી છે. અવિનાશ વ્યાસ લિખિત “માડી તારુ કંકુ ખર્યું ને સુરજ ઊગ્યો”, કવિ વલ્લભ ભટ્ટ રચિત “રંગે રમે આનંદે રમે રે, આજ નવદુર્ગા રંગે રમે, આદિત્યે આવિયા અલબેલી, મંડપમાં મતવાલા રે ભમે”, કવિ કલાપી રચિત “એચિતી આંગણામાં આવી અલબેલડી અંબાના સ્વાગત હું શા શા કરું, ભીની મારી આંખડીને ભીની હૃદય પાંખડી અશ્રુ અભિષેકની ધારા કરું” તેમજ “મા એ ગરબો કોરાવ્યો ગગન ગોખ માં રે” અને “ખમ્મા રે ખમ્મા મારી માવલડી ને ઝગમગ ગરબાનો ઘાટ, માડી ને માથે ચંદરવો”, “રક્ષા કરો જગદંબા ભાવાની, નીસ દિન રટું હું તો અંબા અંબા અંબા” જેવા ગરબા સૌને માં રૂપી ભાવમાં તરબોળ કરી દે છે. હવે જ્યારે ગરબો સાંભળો ત્યારે એના શબ્દો પર જરૂર ધ્યાન આપશો, શું ખબર કાલે તમને પણ આદ્યાશક્તિના બેઠા ગરબા કરવાનું મન થઈ આવે.



# ડેન્ગ્યુ
## તાવનો મચ્છર
## આપનો દુશ્મન !

**ડેન્ગ્યુ તાવ એડીસ મચ્છરો દ્વારા ફેલાય છે, આ મચ્છરો દિવસે જ કરડે છે.**

### સાચવેતીમાં જ સમજદારી ! આપણી સલામતી આપણા હાથમાં

- આ પ્રકારના મચ્છર ઘરમાં જમા થયેલ પાણીમાં ઉત્પન્ન થાય છે માટે ઘરમાં રહેલા પાણીના ખુલ્લા વાસણોને હવાચૂસ્ત ઢાંકણથી બંધ રાખો.
- અઠવાડિયામાં બે વખત ટાંકી, કુલર, રેફ્રિજરેટરની ટ્રે, ફુલદાની તથા પક્ષીકુંજનું પાણી ખાલી કરી અંદરની સપાટી ઘસીને સાફ કરીને સૂકવી દો.
- શરીરના અંગોને ઢાંકી રાખો; ડેન્ગ્યુ રોગ ફેલાવતા મચ્છરો દિવસે કરડતા હોવાથી દિવસે પણ મચ્છર અગરબત્તી સળગાવો, મચ્છર દૂર રાખવાની ક્રીમ લગાવો.
- શાળાના વિદ્યાર્થીઓએ ડેન્ગ્યુ ફેલાવતા મચ્છરથી રક્ષણ મેળવવા શરીરના હાથ પગના ભાગ ઢંકાઈ જાય તેવા કપડા પહેરવા જોઈએ.

**ડેન્ગ્યુ તાવના મચ્છરની ઉત્પત્તિને અટકાવો, ડેન્ગ્યુથી બચોઃ**

## રોગ ના લક્ષણો

તાવ આવે, સ્નાયુઓમાં દુઃખાવો, આંખની પાછળના ભાગમાં દુખાવો થવો, શરીર પર લાલ ચકામા પડે, માથાનો દુખાવો તથા ઉલ્ટી ઉબકા થવા.

**ગંભીર લક્ષણોઃ**

શ્વાસોચ્છવાસમાં તકલીફ થવી, પેટમાં સખત દુખાવો, નાકમાંથી તથા પેઢામાંથી રક્ત સ્ત્રાવ, શરીરના આંતરિક અવયવોમાંથી રક્ત સ્ત્રાવ.

**તાવના ચોક્કસ નિદાન માટે લોહીની તપાસ કરાવવી જરૂરી છે.**

## રોગનું નિદાન થયા બાદ

નિષ્ણાત ડૉક્ટરની સલાહ મુજબ સારવાર લેવી. આરામ કરવો અને પુષ્કળ માત્રામાં પ્રવાહી લેવું.







આરોગ્ય અને પરિવાર કલ્યાણ વિભાગ, ગુજરાત રાજ્ય.

# ગુજરાતનાં આદિવાસી સમાજની અલૌકિક કલાઓ અને ઘરેણાઓ

- આલાપ બ્રહ્મભટ્ટ



ગુજરાતની સંસ્કૃતિને ઓળખવી હોય તો આદિવાસી પ્રજાજીવન અને તેઓની રોજબરોજની પ્રવૃતિઓને જાણવું અતિ આવશ્યક છે. માનવજીવનના ઉત્પતિની કથા પણ વર્તમાન આદિવાસી વિસ્તારમાં અને તેઓની રહેણીકરણીમાં છુપાયેલી છે. આદિવાસી સમુદાયનું સમગ્ર જીવન વિવિધ કલાઓમાં સમાયેલું છે તેમ કહી શકાય. જીવનનાં વિવિધ રંગોમાં આદિવાસી કલા કોઈપણ અંશે સમાયેલી જોવા મળે છે. તહેવારો, માનતાઓ, દેવી-દેવતાઓ, માટે ચિત્રકલા હોય કે કાષ્ઠકલા તેમનું આખું જીવન કલામય જોવા મળે. આ ઉપરાંત શરીર પર છૂંદણાં હોય કે ઘરમાં ભરવા માટે અનાજની કોઠી હોય, આ સમગ્ર શૈલીઓમાં કલાઓ સમાયેલી જોવાં મળે છે.

### વારલી ચિત્રકલા

દક્ષિણ ગુજરાતના સીમાંત પ્રદેશો ઉમરગામ, ધરમપુર અને ડાંગમાં વસતા વારલી અને કૂંકણા લોકોના 'પચવી'નાં ચિત્રો વારલી ચિત્રકલાના નામે વિશ્વવિખ્યાત બન્યાં છે. 'પચવી'નો અર્થ થાય છે નાગપંચમીના અવસર ઉપર દોરવામાં આવતી ભીંત ઉપરની ચિત્રકલા, વારલી અને કૂંકણા આદિવાસીઓમાં નાગપૂજા ઘણી મહત્વની મનાય છે. નાગ જેવા ઝેરી જનાવરથી રક્ષણ મેળવવા માટે નાગપંચમીના દિવસે ઘરની ભીંત ઉપર નાગદેવતા સાથે સૂર્ય, ચંદ્ર, મોર, વીંછી અને ઝાડનું ચિત્ર ચોખાના લોટ અથવા સાદડાની રાખ અને વાંસની સળીઓથી દોરવામાં આવે છે. આ સિવાય આદિવાસી જીવનની ઝાંખી કરાવતા રોજબરોજના ક્રિયા-કલાપોનું પણ ચિત્રાંકન કરવામાં આવે છે. જેમાં ગાયો, ખેડૂત, નૃત્ય, ઝાડ, જંગલનું ચિત્રણ ત્રિકોણીય આકૃતિના સંયોજનથી દોરવામાં આવે છે. આ ચિત્રો દોરવાથી પરિવાર પર કોઈ સંકટ કે આફત આવતી નથી એવી એમની લોકમાન્યતા પણ જાણીતી છે.



પીઠોરો ચિત્રકલા

વારલી ચિત્રકલાથી તદ્દન અનોખા પ્રકારની ભીંતચિત્રોની કલા રાઠવા જાતીના આદિવાસીઓની છે. ગુજરાતના પંચમહાલ અને વડોદરા જિલ્લામાં રાઠવા નામે ઓળખાતી આદિવાસી જાતિ વસવાટ કરે છે. આ રાઠવા જાતિ બીજા વનવાસીઓ કરતાં ઘણી રીતે જુદી તરી આવે છે. પિઠોરોનું ધાર્મિક ભીંતચિત્ર એમની વિશિષ્ટતા દર્શાવે છે. આ આદિવાસીઓ પોતાના કુટુંબ અને સંતાનોની સુખાકારી માટે દેવ-દેવીઓની બાધા-માનતા રાખે છે. એ રીતે રાઠવા આદિવાસી પિઠોરાની માનતા કરે છે. પિઠોરો તેમના મોટા મહત્વના દેવ ગણાય છે. તેઓ તેને બાબા પિઠોરાના નામે ઓળખે છે. પિઠોરો વનવાસીઓની જીવન-વ્યવસ્થાને આલેખતી એક ધાર્મિક કલાકૃતિ છે, કોઈના ઘેર પારણું ન બંધાતું હોય, કોઈનો વહાલસોયો દીકરો માંદો પડી ગયો હોય, કોઈ કુટુંબમાં સ્ત્રીને બાળકો ન ઊછરતાં હોય તો રાઠવા આદિવાસીઓ પિઠોરો લખાવવાની બાધા રાખે છે. ઈચ્છિત કાર્યમાં સફળતા મળે, ખેતીવાડીમાં બરકત આવે ત્યારે આ આરાધ્યદેવનું લાંબી વિધિ બાદ ઘરમાં સ્થાપન કરવામાં આવે છે. સ્થાપનરૂપે ઘરની ભીંતો પર પિઠોરાનાં રંગબેરંગી કલાપૂર્ણ ચિત્રો દોરવાનું કાર્ય કરવામાં આવે છે. આ ચિત્રો દોરનારા ચિતારાના નામે ઓળખાય છે.

કાષ્ઠકલા - મ્હોરાં, દેવી-દેવતાઓ માટીકલા, છૂંદણા

આ ઉપરાંત આદિવાસી સ્ત્રી-પુરુષો શોખ કે શોભા માટે હાથ-પગ-મુખ પર મેળામાં છૂંદણાં છૂંદાવે છે. આ છૂંદણા મોર, પોપટ, દેવી-દેવતા વગેરેના હોય છે.

સામાન્ય રીતે આદિવાસીઓ તેમનાં દેવી-દેવતાઓ જેવા કે મગરદેવ, મોર વગેરેને કાષ્ઠમાં કંડારે છે. આ ઉપરાંત કાષ્ઠમાંથી તેઓ વિવિધ મ્હોરા બનાવે છે તેમાં પણ વિવિધ દેવતાના મ્હોરા આદિવાસી કાષ્ઠકલાના ઉત્તમ નમૂના છે.

ઘરમાં અનાજ ભરવાની માટીની કોઠીઓ પણ આદિવાસી સ્ત્રીઓ બનાવતી હોય છે. આ ઉપરાંત માટીમાંથી દેવરાનો ઠાકોર, કળકી, દેવનારાયણ જેવા દેવી-દેવતા અને માનતા માટેના માટીના ઘોડા, વાઘ વગેરે બનાવે છે.



લગ્ન જેવા સામાજિક પ્રસંગે ઘરની દિવાલો સફેદ કે લાલ માટીથી લીંપીને દિવાલ પર ચિત્રો દોરવામાં આવે છે. આ ચિત્રો દોરવા માટે ગેરુ, ચુનો, ચોખાનો લોટ, કુદરતી રંગ, દાતણની પીંછી વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. આદિવાસીઓની ચિત્રકલામાં તેમના મનમાં રહેલી પ્રકૃતિ અને પ્રકૃતિના સાનિધ્યમાં રહેલા ભાવો જોવા મળે છે. સામાન્ય રીતે શિકાર, ઘોડા, ઘોડેસવાર, ગાડી, બસ, પશુઓ, જંગલી પ્રાણીઓ, પક્ષીઓ, વનરાજી, વૃક્ષો વગેરેનો સમાવેશ આ ચિત્રોમાં જોવા મળે છે. સમયની સાથે સાથે આદિવાસીઓના ઘરના ભીંતચિત્રોમાં પણ પરિવર્તન જોવા મળે છે. હાલ કુદરતી સૌંદર્યના દ્રશ્યો પણ તેમનાં ભીંતચિત્રોમાં જોવા મળે છે.



લગ્નપ્રસંગે દોરાતો ગાતરેજ એ ઉત્તર ગુજરાતના આદિવાસી ચિત્રકલાનો ઉત્તમ નમૂનો છે. બીજા આદીવાસીઓ પણ જુદા જુદા પ્રસંગે ચિત્રો બનાવે છે. કૂંકણા આદિવાસીઓ લગ્નપ્રસંગે ઘરને શણગારતાં જે ભીંતચિત્રો અને બારણાં પરનાં ચિત્રો આલેખે છે તે પણ અહીં ઉલ્લેખનીય છે. આ ચિત્રો હાથના થાપા અને કાથીના થાપાથી બનાવેલ ફુલ અને પાંદડીની ભાતો વચ્ચે હળદર અને કંકુના ચાંદલાઓથી ઘણા નયનરમ્ય લાગે છે.

આદિવાસીઓ જંગલ પેદાશોમાંથી વાંસનો ઉપયોગ સૌથી વધુ કરે છે. આ વાંસમાંથી તેઓ કલાત્મક નમૂનાઓ છાંબડી, ટોપલી-સૂંપડી વગેરે પણ બનાવે છે. સમયની સાથે તાલ મેળવવા વાંસના ઉત્તમ નમૂના બનાવવાની તાલીમ પણ આદિવાસી યુવાનો લઈ રહ્યા છે અને તેના થકી આર્થિક ઉપાર્જન પણ કરે છે. આમ આદિવાસીઓ વિવિધ કલાઓનો સમન્વય કરી પોતાની જીવનશૈલીને રસપ્રદ બનાવે છે.







## આદિવાસી ઘરેણાંઓ

ગુજરાતી લોકજીવન કલા સાથે હંમેશા સંકળાયેલું રહ્યું છે. આ કલા કારણે શરીરને શણગારવા માટે પહેરવેશની સાથે સાથે ઘરેણાં પણ અસ્તિત્વમાં આવ્યા. આરોગ્યને માટે ઉત્તમ ગણાયેલાં ઘરેણાં સામાજિક મોભો જ નહિ, એક પ્રતિષ્ઠાનું માધ્યમ જ નહિ, પરંતુ સૌભાગ્યવતી સ્ત્રીનો શણગાર પણ બન્યા. આદિવાસી પ્રજા ચાંદીના ઘરેણાં ખૂબ જ પસંદ છે. આદિવાસી સ્ત્રીઓ આભૂષણો અને શણગારની ખૂબ જ શોખીન હોય છે. વર્ષના ઋતુચક્ર પ્રમાણે આવતા સામાજિક-ધાર્મિક પ્રસંગોએ વિવિધ આભૂષણો આદિવાસી સ્ત્રીઓ પહેરે છે. સામાન્ય રીતે આદિવાસી સ્ત્રીઓના આભૂષણો ચાંદી, પિત્તળ, એલ્યુમિનિયમ, મણકા- મોતી અને સોનાના હોય છે.

સ્ત્રીઓ પગમાં 'કરલાં' (કડલાં), 'તોરા' (છડા), પગની આંગળીઓમાં 'અગોડિયા' (વીંટીઓ), હાથમાં ચાંદીનો કે હાથીદાંતનો 'સુર' (ચૂડો), 'બલીયાં' (બલૈયા), કાચની 'કાવરિયો' (બંગડીઓ), ગળામાં ચાંદીનો 'વારલો', મણકા-મોતીનું 'હારિયું' (હાર) અને 'ગોલરાવાળું' (ઝૂલવાળું) પાટિયું, કાનમાં ચાંદીના 'ડોણ્ના' (ડોરણાં), પ્રસંગોપાત પગમાં 'ઝુમરાં' (ઝૂમણાં), માથે ચાંદીનું 'બોરિયું' અને 'દામણી', નાકે ચાંદીની 'ફૂલરી' પહેરે છે.

આદિવાસી પુરુષો વિશિષ્ટ વળવાળી પાઘડીના છોગે ઘૂઘરીઓ ટંકાવે છે. 'ઝૂલરી'ને ચાંદીના બટનવાળી 'હાંકળી' (સાંકળી), કાનમાં સોનાના 'ગંઠોડા' કે 'મરકીઓ' કડી, ગળામાં ચાંદીની હાંસડી, પગમાં અને હાથમાં ચાંદીના કડાં, કમરમાં કંદોરો, હાથની આંગળીઓમાં વીંટી પહેરે છે. આમ આદિવાસી સ્ત્રી-પુરુષના ઘરેણાંઓમાં વિવિધતા અને કલાનો સમન્વય જોવા મળે છે.

(સાભાર - માહિતી વિભાગ, ગાંધીનગર)





# ભારતમાં આર્યોનું આગમન - ભાગ ૨

- નરેશ ઠાકર



હેલ્લો દોસ્તો કેમ છો, ગયા અંકમા આપણે ભારતમાં આર્યોનું આગમન અને તેમની સામાજિક, આર્થિક અને ધાર્મિક વ્યવસ્થા વિશે વિગતો મેળવી હવે આર્યોની શાસન વ્યવસ્થા અને સાહિત્યને લગતી વિગતો પ્રસ્તુત લેખમાં સમાવિષ્ટ છે.

આર્યોની શાસન વ્યવસ્થા

- રાજા સર્વોચ્ચ સત્તાધિકારી ગણાતો તેને સલાહ આપવા માટે મંત્રીઓ રહેતા હતા. જેમાં પુરોહીતનુ સ્થાન અત્યંત મોભાદાર હતું. તમામ ધાર્મિક કાર્યોમાં તે રાજાનો પ્રતિનિધિ ગણાતો.
- ઋગ્વેદિકકાળમાં સભા અને સમિતિ નામની બે મુખ્ય સંસ્થાઓ હતી જે હાલની આપણી રાજ્યસભા તથા લોકસભા જેવી ગણાય જેના દ્વારા રાજાનું ચયન થતુ હતું. આ સિવાય વિધાતા તેમજ ન્યાય નામની બે ગૌણ સંસ્થાઓ પણ હતી. આ સભા અને સમિતિ જેવી સંસ્થાઓના લીધે મહદઅંશે રાજા પર અંકુશ રહેતો હતો.

સભા

ઋગ્વેદમાં ઘણી વખત તેનો ઉલ્લેખ છે. તેના સભ્ય સભાસદ તરીકે ઓળખાતા હતા. તે સામાન્ય રીતે વરિષ્ઠ નાગરિકો કે મોટા સામંતોની સભા રહી હશે. સભાએ એક સ્થાઈ સંસ્થા હતી. તે ક્યારેક રાષ્ટ્રીય ન્યાયાલનના રૂપમાં પણ કામ કરતી હતી.

સમિતિ

સમિતિએ આજની લોકસભા જેવું સ્વરૂપ હતુ સમિતિના આગળ રાજાને ફરજિયાત ઉપસ્થિત થવું પડતું સમિતિનું સૌથી મહત્વનું કામ રાજાની પસંદગી કરવાનું રહેતુ હતું. કાયદાકીય રીતે તેની સત્તાનો મોટો વિસ્તાર રહ્યો હશે. ઋગ્વેદમાં સમિતિનો ઉલ્લેખ તેના અંતિમ ભાગોમાં જોવા મળે છે. આમ સમિતિએ સભાથી અલગ સમસ્ત પ્રજાની સંસ્થા રહી હશે. વિચારક ઝીમરનનું માનવુ છે કે સમિતિ પ્રજાની રાષ્ટ્રિય પરિષદ હશે જ્યારે સભાએ વૃધ્ધ નાગરિકોની સંસ્થા હશે.

વિધાતા

આ સંસ્થાએ આર્યોના ધાર્મિક જીવન અંગેના નિયમ, કાયદા વગેરેને લગતી સંસ્થા હતી અનેક વિચારકોનું માનવુ છે કે વિધાતા એ સંસ્થા હતી જેમાંથી સભા અને સમિતિનો જન્મ થયો હશે.

ન્યાય

૧ વ્યકિતની હત્યાના બદલામાં ૧૦૦ સિક્કા તેના પરિવારને આપવાની સજાની જોગવાઈઓ હતી માટે વ્યકિત સતદમ (૧૦૦ સિક્કા મુલ્યનો) તરીકે ઓળખાતો. પણ ક્યારેક તેનાથી કઠોર સજા પણ કરવામાં આવતી.

- ઉગ્ર અને જીવગૃભ પોલીસ કર્મચારીઓના હોદ્દા હતા.
- લવાદ એ માધ્યમસી તરીકે ઓળખાતા હતા.
- ગામના ન્યાયાધીશ ગ્રામ્યવાદીન તરીકે ઓળખાતા.

૨. ઉત્તર વૈદિક કાળમાં ભારત.

ખેતીનું મહત્વ વધ્યું ત્યારબાદ આર્યોને જમીનનું મહત્વ સમજાયું. હવે આર્યો રખડતા, ભટકતા જીવન જીવવાના બદલે સ્થાઈ જીવન ગુજારતા થયા અને અસ્તિત્વમાં આવ્યા પરિવાર, ગ્રામ્ય, વિશ, અનેજન ભારત એક સમયે ૧૬ મહાજનપદોમાં વિભાજીત હતું

| કાશી | કૌશલ | અંગ | મગધ |
|---|---|---|---|
| વજ્જી | મલ્લ | ચેદી | વત્સ |
| કુરૂ | પાંચાલ | મત્સ્ય | શુરસેન |
| અરસક | અવંતિ | ગાંધાર | કંબોજ |

- જેમાં સૌથી શક્તિશાળી જનપદ પાંચાલ હતું અને સૌથી દુર્બળ જનપદો મગધ અને અંગ હતા. આ બન્ને જનપદો આર્ય વિસ્તારથી અલગ સમાજમાં આવતા હતા. અર્થવવેદમાં એવો પ્રસંગ ઉલ્લેખાયેલ છે કે આ બિમારી મગધ અને અંગ દેશમાં જજો.
- કૌશલ તથા કાશી વૈદિક સંસ્કૃતિના કેન્દ્રો હતા.
- ઉત્તરવૈદિક કાળએ એવો સમયગાળો હતો જેનામાં રાજા પર સભા સમિતિનો કોઈ અંકુશ હતો નહી.
- ઋગ્વેદિક કાળમાં જે સ્ત્રીઓનું સ્થાન હતું તે ઉત્તરવૈદિક કાળ આવતા આવતા તો ખતમ થઈ ગયેલું.
- વર્ણવ્યવસ્થા એ સમાજની પરિસ્થિતિ ખરાબ કરી નાખી હતી.
- ધોબી, કસાઈ, નાઈ, મછવારા, નાવિક, રથવાન ટોકરિયા વગેરે વ્યવસાયો પાંગર્યા હતા.
- રથ બનાવનાર કારીગરોનો ખુબ મોભો હતો રથોનો મોટા પ્રમાણમાં ઉપયોગ થતો હતો.

### આર્યકાલિક સાહિત્ય તેમજ અન્ય બાબતો.

- આર્યકાલીન સાહિત્યમાં સૌથી મહત્વના ગ્રંથો એ વેદો છે.
- વેદનો અર્થ થાય છે જ્ઞાન હોવું તેને શ્રુતિ પણ કહેવાય છે.
- વેદોની સંખ્યા ચાર છે જેના કોઈ રચયતા નથી એટલે કે વેદો અપૌરૂષિય કહેવાય છે. વેદોનું સંકલન કૃષ્ણદ્ધેપાયન વ્યાસ દ્ધારા કરવામાં આવેલુ જેથી કૃષ્ણદ્ધેપાયન વ્યાસએ વેદવ્યાસ તરીકે ઓળખાયા.
- વેદોની રચના બાદ શિક્ષા પ્રણાલીમાં પણ સુધારા થયા અગાઉ મૌખિક શિક્ષા પ્રણાલી અમલમાં હતી એટલે કે કોઈ ગુરૂ પોતાના શિષ્યોને વિધિ વિધાન કે શ્લોકો શિખવાડતાએ તેમની પાસે કંઠસ્થ કરાવતા અને આમ આ જ્ઞાન શિષ્યો પાસેથી બીજી તેમના શિષ્યો પાસે જતું પરંતુ વેદ વ્યાસે આ તમામનું સંકલન કરી તેને ગ્રંથસ્થ કર્યા વેદોનાં સંલકનમાં માત્ર વેદવ્યાસનો જ ફાળો હતો તેવુ માની લેવુ પર્યાપ્ત નથી પરંતુ સાથે સાથે વિશ્વામિત્ર, વશિષ્ટ જેવા કેટલાય ઋષિમુનિઓ તેમજ ગાર્ગી, ગોપામુદ્રા, અપાણા, ઘોષા, મૈત્રી જેવી વિદ્ધષીઓના પણ ફાળો રહ્યો છે.

### વેદો

(૧) ઋગ્વેદ - વિશ્વનું પ્રથમ પુસ્તક.
- ૧૦ મંડળ ૧૦૨૮ સુતક.
- સ્તુતિઓનો ગ્રંથ.
- ગાયત્રી મંત્ર આ વેદમાંથી લેવાયો.
- ઈરાની ભાષાના પ્રાચીન ગ્રંથ અવેસ્થા સાથે સામ્ય ધરાવે છે.
- યુનેસ્કોએ વિશ્વ માનવ સંપતિના સાહિત્યમાં તેનો સમાવેશ કરેલો છે.
- બે બ્રાહ્મણ ગ્રંથો (૧) ઐતરેય બ્રાહ્મણ, (૨) કૌશિલકી બ્રાહ્મણ.

(૨) યજુર્વેદ - કર્મકાંડને લગતા ગ્રંથો.
- બે શાખાઓ કૃષ્ણ યજુર્વેદ, શુકલ યજુર્વેદ.
- બે બ્રાહ્મણ ગ્રંથો (૧) શતપથ બ્રાહ્મણ, (૨) તૈતરીય બ્રાહ્મણ.

(૩) સામવેદ - સંગીત માટેનુ વિશ્વનું પ્રથમ પુસ્તક અલગ અલગ પ્રકારના રાગ દર્શાવેલા છે.
- અલગ અલગ પ્રકારના રાગ દર્શાવેલા છે.
- બે બ્રાહ્મણ ગ્રંથો (૧) પંચવિશ્વ, (૨) અદભુત.

(૪) અર્થવવેદ - આયુર્વેદના ચિકિત્સા સબંધી વિશ્વનો પ્રથમગ્રંથ.
- કાળોજાદુ, મંત્ર તંત્રનો સમાવેશ.
- એક બ્રાહ્મણ ગ્રંથ ગોપથ બ્રાહ્મણ.

### ૭ દર્શન શાસ્ત્રો

| દર્શન | લેખક |
|---|---|
| સાંખ્ય | - કપિલમૂનિ |
| યોગ | - પતંજલિ |
| ન્યાય | - મહર્ષિ ગૌતમ |
| વૈશેષિક | - કણાદ |
| પૂર્વનીમાંસા | - જૈમિની |
| ઉત્તર મીમાંસા | - બ્રહદારણ્ય/બાદરાયણ |

### ૭ વેદાંગો

(૧) શિક્ષા - ઉચ્ચારણ સબંધી
(૨) કલ્પ - યજ્ઞ સબંધી
(૩) વ્યાકરણ - શબ્દરચના સબંધી
(૪) નિરૂકત - વ્યાખ્યા સબંધી
(૫) છંદ - છંદ રચના
(૬) જ્યોતિષ - ભવિષ્ય, નક્ષત્ર સબંધી

- વેદો સમજવામાં ખુબજ ગહન હોવાથી તેના શબ્દો તથા વાક્યરચનાને સમજવા માટે વેદાંગોની રચના કરવામાં સરળતા રહે છે. તેમ છતા વેદોને સમજવા બહુ અઘરૂ છે. આજે પણ જર્મની આપણા વેદો પર સંશોધન કરે છે.
- પ્રજામાં ઉપદેશો તથા વ્યવહારૂ જ્ઞાનનું પ્રસારણ કરવા ઉપનિષદોની રચના થઈ ઉપનિષદ ૧૦૮ હતા તેમાંથી માત્ર ૧૨ જ હાલમાં ઉપલબ્ધ છે. ૧૦૮ ઉપનિષદો પરથી જ માળાના મણકા ૧૦૮ રાખવામાં આવેલા અને માળાના ૧૦૮ મણકા પરથી આપણી ઈમરજન્સી સેવા ૧૦૮ થી નામકરણ થઈ. ઉપનિષદનુ સામાન્ય અર્થ પાસે બેસવુ એવુ થાય છે.
- "સત્યમેવ જયતે" મુંડોકપનિષદ તથા નચિકેતાની કથા કઠોપ નિષદમાંથી લેવામાં આવેલ છે.

### માહાકાવ્યો

#### (૧) રામાયણ

લેખકઃ વાલ્મિકી (મુળનામ રત્નાકર)
કાંડઃ સાત

- રામાયણના પ્રકારોને કાંડ તરીકે ઓળખવામાં આવે છે.
- તેનો સમયગાળો ત્રેતાયુગનો હોવાનું મનાય છે.
- રામાયણની કથા રઘુવંશી રાજા દશરથ તથા તેમના ચાર પુત્રોની કહાની છે.
- રામાયણની રચના પાછળનું કારણભુત મુખ્ય પાત્ર રાણી કૈકેઈની દાસી મંથરા હોવાનુ પ્રતિત થાય છે.




### આર્યકાળમાં થતા મુખ્ય યજ્ઞો

- રાજસૂય યજ્ઞ - રાજ્યાભિષેક વખતે કરવામાં આવતો
- અશ્વમેઘ - સામ્રાજ્ય વિસ્તાર માટે કરવામાં આવતો યજ્ઞ
- વાજપેય - શક્તિ અને મહત્વ વૃધ્ધિ માટે
- સોમયજ્ઞ - દેવતાઓને પ્રસન્ન કરવા માટે
- બ્રાત્યસ્ત્રોમ - અનાર્યોને આર્ય ધર્મમાં સામેલ કરવા માટે
- પર્જન્ય - ઈન્દ્રદેવને પ્રસન્ન કરવા માટે

### પ્રત્યેક વેદના અલગથી પુરોહિયો હતા

- ઋગ્વેદ - હોત્ર
- સામવેદ - ઉદગાતા
- યજુર્વેદ - અધ્વર્યુ
- અર્થવવેદ - બ્રહ્મ

## સ્પર્ધાત્મક પરીક્ષા વિશેષ

- વિવાહના મુખ્ય બે પ્રકારો

(૧) અનુલોમ વિવાહ – ઉચ્ચજાતિનો પુરુષ નિમ્નજાતિની કન્યા સાથે વિવાહ કરે ત્યારે
(૨) પ્રતિલોમ વિવાહ – ઉચ્ચજાતિની કન્યા નિમ્ન જાતિના પુરુષ સાથે વિવાહ કરે ત્યારે

કાયદાનું પ્રથમ પુસ્તક ગણાતું એવા મનુસ્મૃતિમાં વિવાહના ૮ પ્રકાર જણાવવામાં આવ્યા છે.

(૧) બ્રહ્મ – માતાપિતા દ્વારા યોગ્ય વર શોધી કરાતા વિવાહ
(૨) દૈવ – યજ્ઞ કરવાવાળા પુરોહિત સાથે વિવાહ
(૩) આર્ષ – યજ્ઞ કરવા ગાયોનાં બદલામાં કરવામાં આવતા
(૪) પ્રજાપ્રત્ય – સ્વયં કન્યાના પિતા પાસેથી માંગણી કરી વિવાહ કરવો
(૫) આસુર – કન્યાના પિતા દ્વારા ધનના બદલામાં કરવામાં આવતા વિવાહ
(૬) ગાંધર્વ – પ્રેમ વિવાહ
(૭) પિશાચ – કન્યાની જાણ બહાર વિવાહ કરવા
(૮) રાક્ષસ – બળજબરીપુર્વક વિવાહ કરવા

આમ ઉત્તરવૈદિકકાળમાં સતીપ્રથા, બલીપ્રથા નરબલીપ્રથા, વર્ણવ્યવસ્થા જેવી બદીઓ ઘર કરતી ગઈ હતી. વેદોને સમજવા અઘરા હોવાથી સામાન્ય પ્રજા સુધી વેદોનુ જ્ઞાન પહોંચતુ ન હતું આડંબરો વધતા ગયા. પ્રજાની અજ્ઞાનતાનો પાખંડી લોકો ફાયદો ઉઠાવવા લાગ્યા અને પ્રજા અંધવિશ્વાસનો ભોગ બનતી ગઈ. રાજાઓ ભોગવિલાસમાં રાચવા લાગ્યા, પ્રજા દુઃખી અને વ્યથિત તથા લાચારી ભરી જીંદગી જીવવા મજબુર હતી અને આમ ઉત્તરવૈદિક કાળના કેટલાય વર્ષો બાદ બે મહાનપુરુષોનો જન્મ થાય છે. જેમાના એક મહાવીર સ્વામી અને બીજા હતા ભગવાન બુધ્ધ જેમને સમાજને અંધારકારમાંથી બહાર લાવવાનો પ્રયત્ન કર્યો.

દશાવતાર

અંગ્રેજી શબ્દ **GOD** નું વિશ્લેષણ કરીએ તો **G - Generator, O - Operator , D - Destroyer** થાય. આમ ત્રણ શબ્દના સમન્વયથી **GOD** એટલે કે ભગવાન જેમને આપણે આ બ્રહ્માંડની કર્તાહર્તા શકિત માનીએ છીએ. પુરાણોમાં ત્રિદેવ દ્વારા પૃથ્વીનું સંચાલન થાય છે તેવું દર્શાવવામાં આવ્યું છે જેમાં બ્રહ્મા પૃથ્વીનું સર્જન કરે છે, વિષ્ણુ સંચાલન કરે છે અને શિવ સંહારકર્તાના રૂપમાં કાર્ય કરે છે એટલે કે જ્યારે જ્યારે પૃથ્વી પર કોઈ સંકટ આવી પડે છે ત્યારે તેને નિવારવા માટે વિષ્ણુનું આ ધરતી પર આગમન થાય છે. ભગવાનનાં આવા દશ અવતારો પુરાણોમાં દર્શાવવામાં આવ્યા છે જેને આપણે વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી જોઈએ.

(૧) મત્સ્યાવતાર – પૃથ્વી પર જલીય જીવોની ઉત્પતિ.
(૨) કૂર્માવતાર – કાચબો, જલ અને સ્થળ બંને જગ્યા પર રહી શકે.
(૩) વરાહાવતાર – સંપુર્ણ સ્થલીય જીવ.
(૪) નૃસિંહવતાર – અર્ધમાનવ, અર્ધપશુ.
(૫) વામન અવતાર – સંપુર્ણ માનવ.
(૬) પરશુરામ – પરશુ જેવા હથિયારો ધારણ કર્યા જે દર્શાવે છે માનવની શિકાર જેવ પ્રવૃત્તિ.
(૭) રામ – સંપુર્ણ સામાજીક, માણસ સામાજીક જીવન જીવતો થયો, જવાબદારી પ્રત્યે સભાન બન્યો.
(૮) કૃષ્ણા – પશુપાલન, પશુઓનું મહત્વ.
(૯) બૌધ્ધ – આધ્યાત્મિક જીવન
(૧૦) કલ્કી – વિજ્ઞાન અને ટેકનોલોજીયુકત અવતાર હશે. આ અવતાર કળિયુગના અંત ભાગમાં ભગવાન લેશે.

આ તમામ અવતારો કોઈકના કોઈક હેતુસભર લેવામાં આવેલ છે જેના દ્વારા એક વિશેષ સંદેશ પણ આપવામાં આવ્યો છે તેમજ ન્યાય અને અનુશાસન પણ સ્થાપિત કર્યા છે.

# બંટીનાં થેપલા

-જીજ્ઞા સુતરીયા



### બંટીનું પોષણમુલ્ય (પ્રતિ ૧૦૦ ગ્રામ)

બંટી – કેલરી – ૩૭૧
પ્રોટીન(G) – ૮.૩
ચરબી(G) – ૪.૩
કાર્બોહાઈડ્રેટ(G) – ૭૪.૬
કેલ્શિયમ(MG) – ૧૪

ફૂડ ફાઈબર(G) – ૧૩.૬
ફોસ્ફરસ(MG) – ૧૨૧
આયર્ન(MG) – ૫
થાયમીન(MG) – ૦.૩૫

બનાવવામાં લાગતો સમય – ૨૦ થી ૩૦ મિનિટ | ૨ થી ૩ વ્યક્તિ માટે

### સામગ્રી

- ૧ બાઉલ (નાનો) બંટીનો લોટ
- ૧ બાઉલ (નાનો) ઘઉંનો લોટ
- ૧ ટેબલ સ્પુન મેથીની ભાજી
- ૧ નાની દુધી
- ૧ ટી સ્પુન તલ
- ૧ ટી સ્પુન આદુ – મરચાની પેસ્ટ
- ૧/૨ ટી સ્પુન હળદર
- ૧/૨ ટી સ્પુન ધાણાજીરું
- સ્વાદ અનુસાર સિંધવ મીઠું
- ૧ બાઉલ (નાનો) તેલ

### બનાવવાની પધ્ધતિ

- સૌપ્રથમ બંટીનો તથા ઘઉંનો લોટ મિક્ષ કરો
- તેમાં જીણી સમારેલી મેથીની ભાજી નાંખો
- દુધીને છીણીને મિક્ષ કરો
- ત્યારબાદ તેમાં થોડું તેલનું મોણ, તલ, હળદર, ધાણાજીરું મીઠુ તથા આદુ – મરચાની પેસ્ટ નાંખી મિક્ષ કરો.
- ત્યારબાદ પાણીથી નરમ લોટ બાંધી લુઆ કરો
- તેના થેપલા વણી તેલમાં, લોઢિમાં શેકી લો
- આ છે બંટીનાં થેપલા જે દહી અથવા બટાકાની ભાજી અથવા અથાણા સાથે સર્વ કરો.

**નોંધ : થેપલા નરમ તથા બંટીનાં લીધે કરકરા લાગશે.**

# નાગમતી નાગવાળો વાગડની અમર પ્રેમકહાની - ભાગ-૨

- મહાદેવ બારડ

નાગવાળો વહેલી સવારમાં જ રાજમહેલમાંથી છાનોમાનો સરકી ગયો હતો. એ વાતથી આણલદેવી અજ્ઞાત ન હતી. વળી નાગવાળાનું ગઈકાલનું વર્તન પણ તેને અતિ વિચિત્ર લાગ્યું હતું. આખી રાત નાગવાળાએ વ્યગ્રતામાં જ પસાર કરી હતી. એ હકીકત પણ એના ધ્યાન બહાર ન હતી. નાગવાળાનાં ચાલ્યા જવાની ખબર પડતા જ એ પણ તરત જ ઘોડેસવાર બની ગઈ અને પતિનાં અશ્વને પગલે પગલે પોતાનો અશ્વને દોડાવી દીધો.

જે વખતે નાગવાળાએ પોતાનો વેઢ સરોવરનાં પાણીમાં નાખ્યો તે જ વખતે આણલદેવી અહીં આવી પહોચી. આણલદેવીનાં અશ્વને આવતો જોઈને વાળાકુમારનો અશ્વ એકદમ હણહણી ઉઠયો. નાગવાળાએ નજર કરી તો એની ધર્મ પત્ની પુરપાટ ઝડપે એની તરફ જ ધસી આવતી હતી. ઉભય પ્રેમીઓ આ અણધારી બલાને એમના તરફ જ ધસી આવતી જોઈને ગભરાઈ ગયા. મનગમતા ભોજનનો પિરસાયેલો થાળ ઉભયની આંખો આગળથી ગાયબ થવા લાગ્યો.
એટલામાં આણલદેવી નજીક આવી પહોચી એના અશ્વને પણ પાણીમાં ઝુકાવી દીધો. થોડી જ વારમાં એનો અશ્વ ઉભય પ્રેમીઓની વચ્ચે આવીને ઉભો રહ્યો. આ વખતે નાગમતી બોલીઃ

વાળા તણો વેઢ, જળ પાતા જળમાં પડયો,
આવો આણલદેવ, ગળ બતથુ દઈ ગોતીએ,

મતલબ કે ઘોડાને પાણી પાતા વાળા કુમારનો વેઢ પાણીમાં પડી ગયો છે. હે આણલદેવી! આવો આપણે એકબીજાને ગળે બાથ ભીડીને એ વેઢને શોધી કાઢીએ. નાગમતી અને નાગવાળો આવી સ્થિતિમાં ઉભેલા જોઈને આણલદેવીનાં ક્રોધની આગ ભભુકી ઉઠી. એ આગમાં નાગમતીના ઉપરોક્ત શબ્દોથી ઘી રેડયું. એના ગુસ્સાની જવાળા છેક આકાશ સુધી પહોચી ગઈ. તે તરત જ પોતાના ઘોડા પરથી પાણીમાં કુદી પડી. નાગમતી પાસે જઈને તેના વાળ પકડી બન્ને હાથે ખેંચવા લાગી. હવે કયો માર્ગ લેવો તેના વિચારમાં નાગવાળો ગુથવાઈ ગયો. આણલદેવીને નાગમતી પર આટલી હદ સુધી સત્તા બજાવતી જોઈને નાગવાળાને પણ ગુસ્સો ચઢ્યો. તે ગંભીર મુખમુદ્રાથી આણલદેવીને ઉદ્દેશીને કહે છે :

આણલદે અજાણ ,વણ પુછે વેડુ કરે,
મિંદલડા ન તણ, નાગમતી નાની ઘણી,

અરે અજ્ઞાન આણલદેવી, તુ પુછયા વગર વઢવાડ શા માટે કરે છે? નાગમતીની વેણી તુ તાણ મા ! એ હજુ ઘણી નાની છે. નાગમતી પર આણલદેવીને અત્યાચાર ચલાવતી જોઈને નાગવાળાને એકદમ ક્રોધ વ્યાપી ગયો. તેની આંખો લાલચોળ બની ગઈ. આણલદેવી એ વિચાર્યું કે હવે વધુ ખેંચવામાં સાર નથી. આથી એણે તરત પોતાના અશ્વને એડી લગાવી અને વિજળીની ઝડપે ત્યાથી પસાર થઈ ગઈ. આણલદેવીનાં અશ્વ પછવાડે નાગવાળાએ પણ પોતાના ઘોડાને વાયુવેગે મારી મુક્યો. રાજા કાનસુર ભેદાની વાંઢમાં પશુધન વિપુલ પ્રમાણમાં હોવાથી ઘી પુષ્કળ ઉત્પન થતુ હતું. રાજાનાં માણસો આ ઘી આજુ બાજુનાં પ્રદેશમાં વેચી આવતા હતા કયારેક સમિયાણાના વેપારીઓ પણ આ ઘી ખરીદી કરી લેતા હતા. કયારેક સમિયાણા ગામે જઈને પણ લોકો ઘી વેચી આવતા હતા.

એક વખત રાજાની છાવણીની બાઈઓ ઘી વેચવા માટે સમિયાણા ગામમાં જવા તૈયાર થઈ. સમિયાણા જોવાની ઘણા દિવસોથી નાગમતીની ઈચ્છા હોવાથી આજે એ પણ છાવણીની બાઈઓ સાથે ગામમાં ગઈ. સમિયાણામાં એક વાણીયા વેપારીની મોટી દુકાન હતી. છાવણીનું બધુ ઘી આ વેપારી ને જ આપવા આવતુ હતુ. આજે બધી બાઈઓ પોત પોતાના માથા પર ઘી ના ઘાડવા ઉપાડી આવી હતી. એક ઘાડવો નાગમતી એ પણ પોતાના મસ્તક પર લીધો હતો. નાગમતી જયારે વેપારીનાં વાસણોમાં પોતાનું ઘાડવાનું ઘી ઠાલવી રહી હતી તે જ વખતે સમિયાણાની બજારમાં પોતાનો કાળો ઘોડો કુદાવતો નાગવાળો પસાર થયો. નાગમતીની નજર ઓચીંતી નાગવાળા પર પડી. બન્નેની નજર એક બની. નાગમતીનાં અંગે અંગમાં એક પ્રકારની ધ્રુજારી વછુટી ગઈ. એ અમી નજરે નાગવાળાને નિહાળી રહી. આ વખતે એનું ઘી વેપારીના ઠામમાં પડવાને બદલે જમીન પર રેડાવા લાગ્યુ. વેપારી બોલ્યો બાઈ તુ ઘી વેચવા આવી છે કે નાગવાળાને જોવા આવી છે? જોતી નથી તારું ઘી વાસણમાં પડવા ને બદલે જમીન પર ઢોળાઈ રહયું છે ?

નાગમતી બોલીઃ
ગોયા કીધા ઘી, આજુણા, ઉતારના.
ધન આજુણો દી, નરવર મળીયે નાગડો.

નાગમતી બેપરવાઈ જોઈ વેપારીને નવાઈ લાગી. બધી બાઈઓ બાકીનાં ઘીનો વેપારી સાથે હિસાબ કરી પોતાના રસ્તે પડી. કાનસુર ભેદો સમિયાણાની સીમમાં ભાગ્યે જ એકાદ માસ રહ્યો હશે. ત્યાં તો કચ્છમાં પુષ્કળ વરસાદ થવાના સમાચાર એને કાને આવ્યા. પોતાના દેશમાં વરસાદ પાણી શ્રીકાર હોય તો પ્રદેશમાં ઓશીયાળા બની ને રહેવા કોણ તૈયાર થાય? તરત જ આ લોકોએ કચ્છ વાગડ ચાલ્યા જવાનો નિર્ણય કરી લીધો. મેલાણ ઉપાડવાની તૈયારીઓ ચાલવા લાગી અને બીજે જ દિવસે રાજા પોતાના તમામ માણસો અને પશુઓ સાથે અહીથી ચાલતો થયો. આ તરફ નાગવાળો નાગમતીનાં પ્રેમમાં ચકચુર બની ગયો હતો. તે અવારનવાર કોઈ ને કોઈ નિમિત્તે નાગમતીનાં દર્શન માટે એની વાંઢમા આવ્યા વિના રહેતો નથી. આ લોકો જે દિવસે અહીથી ઉપડી ગયા તે જ દિવસે નાગવાળો વાંઢમાં આવી પહોંચ્યો. આવી ને જુવે છે તો કલોલ કરતી ધરતી સુની બની ગઈ હતી. જયાં ગોકુળ ગાજતું હતું ત્યા કાળા કાગડા ઉડી રહયા હતા. ચુલાના કાળા મગાળા સિવાય અહી નાગમતીની બીજી કોઈ નિશાની બાકી રહી ન હતી . એક વખતની ઉજળી ધરતી ઉજ્જડ બની ગઈ હતી. દસે દિશામાંથી ઉઠતી સુનકાર. જાણે ખાવા ખાતી હતી. આ જોઈ નાગવાળાનું હૃદય રડી ઉઠ્યુ.

નહી વલોણુ વાંઢ મા, નહી પ્રભાતી રાગ,
નહી નાગમતી નેસ મા, કાળા ઉડે કાગ,

દરરોજ વાંઢમાં ગાજતા વલોણાનાં ધુસકા આજે સંભળાતા ન હતા. પ્રભાતનાં રાગનાં રણકાર પણ આજે કર્ણપટ પર અથડાતા ન હતા. આજે તો અહી શૂન્યતાનું સામ્રાજય વ્યાપી રહયું હતુ.

નદી કિનારે નેસ, માળીગા માંડયા રહ્યા,
વેરણ ગઈ વિદેશ, ચાળો લગાડી ચિત્તને.

નાગમતીના વિયોગમાં ઘેલો બનેલો નાગવાળો નેસમાં આમ તેમ ભટકી રહયો હતો. વિરહ વેદના એના અંગે અંગમાં જાણે આગ સળગાવી રહી હતી. એ પાણે પાણાને નાગમતીનાં સમાચાર પુછતો રડી રહયો હતો. એટલામાં એક મોટો પથ્થર પર તેની નજર પડી એમાં બે દુહા લખેલા હતા.

અમે પરદેશી પાન, વાને વટોળે આવીયા,
કોણે ન દીધેલ માન, પાદરથી પાછા વળ્યા,
આવેલ ઉભે દેશ, ગજો કો ગમિયો નહી,
નાગડ! તારે નેસ, મનડે માળો બાધીયો,

દુહા વાંચી નાગવાળો ત્યાં જ ઢગલો બની ગયો. એના રોમે રોમ માં નાગમતી રમી રહી હતી. એ એકાએક કેમ ચાલી ગઈ. તેનુ કારણ તો તે કાંઈ સમજી શકયો નહી. એના ગાત્રો શિથિલ બની ગયા હતા. ઘેર તો પહોંચ્યો પણ એનુ જીવન ખારું ઝેર બની ગયુ હતુ . નાગમતી ને પ્રાપ્ત કરવા માટે કયો રસ્તો લેવો તેનો જ તે રાત દિવસ વિચાર કરી રહયો હતો. આખરે એણે અહીંથી ઉપડી જવાનો નિશ્ચય કરી રહયો હતો. એક દિવસ કોઈ ને કશુ જણાવ્યા સિવાય સમિયાણાનો ત્યાગ કરી ગયો.

કાનસુર ભેદો પોતાની મોટી ઓથો સાથે ફરતો ફરતો કેટલાક દિવસે પોતાના કાનમેર ગામ આવી પહોંચ્યો. અહી તો મેઘરાજા એ વરસી વરસીને લીલાલહેર કરી દીધી છે કાળી થઈ ગયેલી ધરતી હવે લીલીછમ બની થઈ હતી. નદીઓ તળાવો આદિ નેસ નવાણો પાણીથી છલકી રહયા હતા લોકો આનંદમાં આવી ગયા હતા. દુષ્કાળનું તો નામોનિશાન પણ રહયું ન હતુ. ચારે તરફ સુખ શાંતિનું સામ્રાજ્ય ફેલાઈ રહયું હતું.

રાજા કાનસુર ભેદાને હવે બીજી ચિંતા થવા લાગી હતી. હવે નાગમતી ઉંમરલાયક થઈ હોવાથી તેને માટે યોગ્ય વર શોધવા તે રાત દિવસ કોશીશ કરી રહયો છે એક તરફ કૃષિ કળાની તેની પ્રતિજ્ઞા પુર્ણ કરે એવો કોઈ રાજકુંવર મળતો ન હતો. આ મુશ્કેલી દુર કરવા કયો માર્ગ લેવો તેના વિચારોમાં જ તે સદાય મગ્ન રહેતો હતો.

કૃષિ વિદ્યાની તાલીમ લેનારા રાજકુમારો હજુ એની તાલીમ લઈ રહયાં હતાં. પરંતુ રાજાની પ્રતિજ્ઞા પૂર્ણ કરે એવો રાજકુમાર હજી કોઈ મળ્યો ન હતો. નાગવાળો સમિયાણાથી નિકળી વાગડનાં રસ્તાની પુછા કરતો કરતો આખરે રણ ઓળંગી કાનમેર આવી પહોંચ્યો. અહી આવી એણે નાગમતીને વરવા તૈયાર થયેલા ઉમેદવારમાં પોતાનું પણ નામ નોધાવી દીધું. એ પણ અન્ય રાજકુમારોની સાથે કૃષિ વિદ્યાની તાલીમ લેવા લાગ્યો. રાજાની પ્રતિજ્ઞા પુર્ણ કરવા એ રાત દિવસ તનમનથી જહેમત કરવા લાગ્યો. પરંતુ રાજાની શરત મહામુશ્કેલ હતી. આ શરત પરિપૂર્ણ થાય એવુ એને જણાતું ન હતું. એની શરત પુર્ણ કરવા એણે તનતોડ પરિશ્રમ લીધો હતો. કોમળ પલંગ પર પોઢનારાએ સમિયાણાનાં રાજકુમારે બળદોનાં પુછડા મરડીને પોતાનું જીવન પણ એક બળદ જેવુ જ બનાવી દીધુ હતું. પરંતુ રાજાએ જે પ્રકારે સીધા ચાસ માંગતો હતો તેવા ચાસ પાડી આપવા તે અશક્ત બન્યો હતો. હવે તો તે દિવસે દિવસે નિરાશ બનતો જતો હતો. લુખા સુકા રોટલા ખાઈ રાત દિવસનો ભેદ ભુલી ખેતરો ખેડી ખેડીને નાગવાળો હવે કંટાળ્યો હતો. જીવન પર પણ એને તો હવે કંટાળો આવી ગયો હતો. આટલુ અપાર કષ્ટ ઉઠાવતા છતા એણે આજ દિન લગી નાગમતીનાં મુખનાં દર્શન પણ કર્યા ન હતા. એ વ્યથા એને ખુબ જ સતાવતી હતી. એમ છતા આટલી નિરાશા છતા પણ એણે આશા છોડી નહોતી. એક દિવસ એને નાગમતી અવશ્ય મળી જશે એવી શ્રદ્ધા હતી. આ શ્રદ્ધાને આધારે જ એ જીવી રહયો હતો. દરરોજ બપોરનાં સમયે રાજમહેલની દાસીઓ તમામ રાજકુમારો માટે ભાત લાવતી હતી. નાગવાળો બપોરે માત્ર એક જ વખત એ કટકો રોટલો અને છાસ લેતો. આવી આવી સખત તપશ્ચર્યાથી એનુ શરીર પણ અડધુ થઈ ગયું હતું. કંચન જેવુ એનું શરીર લોઢા જેવુ કાળુ ભાઠ પડી ગયુ હતું. મખમલ જેવા સુવાળા એના હાથ બળદોની રાશ ખેચી ખેચીને ખરબચડા બની ગયા હતાં. સમિયાણાનો સુંદર રાજકુમાર આજે ખેડુત બની ગયો હતો. આમને આમ છ માસનો સમય વ્યતિત થઈ ગયો હતો. પરંતુ હજુ આશાનું એક પણ કિરણ કયાંય દેખાતું ન હતું. મધ્યાહનનો સમય હતો. ઉનાળાનો સુર્ય બરાબર મધ્યાકાશમાં આવી ગયો હતો. વાગડની અસહ્ય લુ નાં ગરમ સપાટા જડ ચેતન સર્વને ગરમાગરમ બનાવી રહયાં હતાં. પંખીઓ પણ પોતપોતાના માળામાં લપાઈને પડી રહયા હતાં. ચોરો ચોરી કરવા ન નીકળે અને માંગણ માંગવા ન નિકળે એવા તપતા તડકામાં કાનમેરનાં રાજાનાં ખેતરમાં રાજકુમારો પોતાના રજવાડીપણાને ભુલી જઈને હળ હાંકી રહયાં હતાં.

ચાસ સીધો લેવા માટે ખેતરનાં સામે છેડે આવેલા કોઈ ઝાડ કે છોડ પર નજર માંડી બધા રાજકુમારો એક સરખા સીધા ચાસ પાડવા પ્રયત્ન કરી રહયા છે. પરંતુ ક્યારેક હળનો વાંક કયારેક બળદનો વાંક કયારેક હાંકવા ના વાંકે અને ક્યારેક બીજા કોઈકના વાંકે પણ સીધા દોરી છટ ચાસ પાડી શકવાને સૌ અશક્ત બનતા હતા. આમ છતા આવી વરસતી લુ વચ્ચે પણ નાગમતીને વરવાની અશાએ તમામ સંકટો સૌ રાજકુમારો સહન કરી રહયાં હતાં.

ભાતનો સમય થઈ ગયો હોવાથી રાજમહેલમાંથી દાસીઓ ભાત લઈને આવી પહોચી હતી. રાજકુમારો કેવા ચાસ પાડી શકે છે તે જોવા માટે આજે નાગમતી પણ એક દાસીનાં વેશમાં ત્યાં આવી પહોચી. એક પછી એક રાજકુમારોને જોતી હતી તે નાગવાળા પાસે આવી. નાગવાળા પર નજર પડતા જ તે તેને ઓળખી ગઈ. નાગવાળાનું ગુલાબનાં ફુલ જેવુ શરીર વરસતા તાપ વચ્ચે હળ ખેડીને કાળુ પડી ગયુ હતું પણ એમ છતા તેને ઓળખતા વાર ન લાગી. એ પોતાના કાર્ય માં મસ્ત છે. લોઢા જેવી ધખતી ધરતી પર તે બળદો હાંકતો હળ ખેડી રહયો હતો. એને જોઈ નાગમતી બોલી:

નાગ! સાતીડુ છોડ, ખેડુ વિણ ખેડાય ના,
આંખો રાતીચોળ, ધમરાણી ધંધે ચડ્યો,

ઓ નાગવાળા! તુ તારુ સાતીડુ છોડી મેલ, સાચા ખેડુત વગર ધરતી ખેડી શકાતી નથી. તારી આખો લાલચોળ બની ગઈ છે. ઓ ધભરવાળાનાં રાજકુમાર! તુ આ કેવા ધંધા કરે છે.

આ વખતે નાગવાળો પણ દાસીનાં વેશમાં આવેલી નાગમતીને ઓળખી ગયો. હળ ખેડીને થાકી ને લોથપોથ બનેલા નાગવાળો સઘળો થાક કયાંય ઉડી ગયો! તરસ્યા ચાતકની ચાંચમા અચાનક મેઘ બિંદ આવી પડવાથી જે આનંદનો અનુભવ થાય તે આજે નાગવાળાને થઈ રહયો હતો.

નાગવાળાને ખાતરી થઈ ગઈ હતી કે રાજાની કસોટી પાર ઉતરીને નાગમતીને પ્રાપ્ત કરવાની આશા તો હવે અશક્ય હતી. આ નિરાશા એના મુખ મંડળ પર આજે પણ ઊંડી ઊંડી દેખાઈ રહી હતી. નાગમતી પણ સમજી ગઈ હતી કે આવી રીતે તે નાગવાળાને વરી શકે તેમ ન હતું, આ એક જ પ્રશ્ન બંને ઉભય પ્રેમીઓનાં અંતરને મુંઝવી રહયો હતો.

નાગવાળાની હાલત જોઈ નાગમતીનાં હૃદયને એક ભયંકર આઘાત લાગ્યો. ફુલ જેવા કોમળ શરીરવાળા આ રાજકુમારને ભરતાપમાં હળ હાંકતા જોઈ એનું હૃદય દ્રવી ઉઠ્યુ તે જ ક્ષણે નાગમતીએ પોતાના મન સાથે એક વ્રજ નિશ્ચય કર્યો અને સમય સાધી એણે નાગવાળાને જણાવી દીધું કે આજે રાત્રે ચંદ્ર મધ્ય આકાશમાં આવશે તે પહેલા હું બે પાણીદાર અશ્વોને લઈને ગામની બહાર આવેલા પાવડીયામાં મહાદેવના શિવાલયમાં આવું છું માટે તમે તૈયાર રહેજો.

એટલુ કહેતા જ નાગમતી ત્યાંથી વિજળીની ગતિથી સરકી ગઈ અને તરત જ બીજી દાસીઓમાં ભળી ગઈ. નાગમતીનાં ઉપર્યુકત શબ્દો નાગવાળો સાંભળીને કેટલીક વાર તો સ્તબ્ધ બની ત્યાં જ ઉભો રહયો. આ સપનું હતું કે સત્ય છે એનો પણ તે નિર્ણય કરી શકયો નહી. થોડીવાર પછી તે સ્વસ્થ થઈ એના વેડફાઈ રહેલા જીવનને બચાવી લેવા માટે નાગમતી રૂપે કોઈ ફરિસ્તો આકાશમાંથી ઉતરી આવ્યો હોય એવો એને આભાસ થયો હતો. આજે એની સઘળી મહેનત સફળ થઈ હોય તેમ તેને લાગ્યું. એનું જીવન પળે પળે સાર્થકતાની સમીપે પહોચી જતું હતું. એની ઊંડી ઉતરી ગયેલી આંખોમાં તેજનો નવો સંચાર ચમકી ગયો હતો. નિરાશાની ખીણોમાં અટવાયેલી એની કલ્પનાઓને આજે નવી પાંખો આવી હોય તેવું લાગી રહ્યું હતું. નાગવાળાને આજે હર્ષનો પાર રહયો ન હતો.

સાંજ સુધી એણે પોતાની તમામ તૈયારીઓ કરી લીધી હતી. આજે પૂર્ણિમાનો દિવસ હોવાથી થાળી જેવડો ચંદ્ર આકાશમાં ઊગી નિકળ્યો હતો. આજ ચંદ્ર એને માટે કોઈક નવો જ સદેશ લાવ્યો હોય તેમ એને લાગતું હતું. જરુર પુરતા સાધનો સાથે તે ગામ બહાર નિકળી ગયો અને પાવડીયાના શિવાલયમાં ઉત્સુક અંતરે નાગમતીની રાહ જોવા લાગ્યો. આ તરફ નાગમતીએ પણ પોતાની તમામ તૈયારીઓ કરી લીધી હતી તેણે પોતાની એક વિશ્વાસુ દાસી મારફત ગામ બહાર બે પાણીદાર અશ્વો તૈયાર રખાવ્યા હતા. નાગમતીએ જરૂર પુરતુ કેટલુક ઝવેરાત પણ પોતાની સાથે લઈ લીધું હતું

મધ્યરાત્રીએ થોડીવાર હતી તે સમયે નાગમતી પુરુષવેશ ધારણ કરીને રાજમહેલથી ગુપચુપ બહાર નિકળી પડી પરંતુ કિલ્લાનાં દરવાજા પાસે આવી ને જોવે છે તો દરવાજા બંધ! એના હૃદયમાં એકદમ ફાળ પડી દાસીની ગફલત હોય કે દરવાનની શરતચુક હોય! ગમે તે કારણ હોય આજે દરવાન વહેલો દરવાજો બંધ કરી ચાલ્યો ગયો હતો. દરવાજા પર લગાવેલા તોતીંગ તાળા કોઈ પણ પ્રકારે તોડી શકાય તેમ ન હતા. નાગમતીએ હાથ પછાડયા! તે તરત જ કિલ્લા પર ચઢી કિલ્લાની ચારેતરફ ફરી વળી પણ કિલ્લા પરથી કુદી પડવું પણ અશક્ય હતુ .આ બાજુ રાત્રી તો જરાય થોભ્યા વગર ચાલી જતી હતી. નાગમતી મધ્ય રાત્રે લટકી ગઈ હતી. જેમ જેમ રાત જતી હતી તેમ તેમ નાગમતીનાં અંતર જાણે આગની જવાળાઓ ફરી વળી હતી. નાગમતી લાચાર બની આખી રાત કાનમેરના કિલ્લા પર પ્રદક્ષિણા કરીને વિતાવી હતી. વહેલી પ્રભાતે જયારે દરવાજા ઉઘડયા ત્યારે જ તે બહાર નીકળી શકી. સંકેત મુજબ ગામ બહાર બે અશ્વો તૈયાર હતા. એક અશ્વ પર સવારી કરી બીજાની લગામ હાથમાં લઈ તે ઝડપી ગતિએ ત્યાંથી ચાલવા લાગી. આ તરફ નાગવાળો નાગમતીની રાહ જોતો પળે પળે અધીરો બનતો જતો હતો.

પૂર્ણિમાનો ચંદ્ર માથા પર આવ્યો ત્યા સુધી તો આકાશમાં તે આશામાં તેનો સમય પસાર થઈ ગયો પણ ત્યાર પછી થઈ તેની એક એક પળ એક જુગ સમાન જતી હતી. એના હૃદયમાં અનેક તર્ક વિતર્કનાં ગોળા ઉઠતા અને શમી જતા હતાં. એનું મન અકળાઈ ઉઠ્યુ હતું. આકાશમાં હસતો હસતો ચાલ્યો જતો પૂર્ણિમાનો ચાંદલો પણ જાણે એની મશ્કરી કરતો હોય એવું એને લાગતુ હતું. આખી દુનિયા પર અમૃત વરસાવતો ચંદ્ર એના પર ઝેરી બાણ વરસાવી રહ્યો હતો. આકાશ પર ચમકતા તારલાઓ આજે તેને વીંધી રહ્યા હતા. અવની આજે તેને શુન્યમાં ભાસતી હતી.

ચંદ્ર આકાશનો પથ કાપતો આથમવાની તૈયારી પર આવી રહ્યો હતો નાગવાળાનું જીવન પણ ચંદ્રની સાથે જ જાણે આથમવાની તૈયારીઓ કરી રહ્યુ હતું. એને હવે ખાતરી થઈ કે જરુર કાંઈક અનિચ્છનીય બનાવ બનેલો હોવો જોઈએ. તે સિવાય તો નાગમતીએ આપેલો કોલ કદી જુઠો પડે જ નહી. એવો એને દ્રઢ નિશ્ચય હતો. નાગમતીની રાહ જોતો જોતો નાગવાળો આકુળ વ્યાકુળ બની ગયો હતો. પુર્વ દિશામાં પ્રભાતનો પ્રકાશ પણ પથરાવાની તૈયારી હતી. સમસ્ત વિશ્વ આજે જાણે આજે તેનો તિરસ્કાર કરી રહયું હતું. નાગવાળાની ધીરજ હવે ખૂટી હવે એક એક પળ પણ વધુ રાહ જોઈ શકે એવું ન હતું. એણે પોતાની કટાર કાઢી. આજે તો એની વહાલી કટારી પણ જાણે એના પર હસતી હોય તેમ આથમતા ચંદ્રનાં પ્રકાશમાં ચમકી રહી હતી. એની જીવન સગી કટારીને પણ એની ઠેકડી ઉડાવતી જોઈને નાગવાળાનું હૃદય કંપી ઉઠયુ હતું. એના મસ્તકમાં એક જ ક્ષણમાં અનેક વિચારો વિજળીની ગતિથી ફરી વળ્યા. તરત એણે હર હર મહાદેવનો એક ઉચ્ચાર સાથે કટારીને એક જ પળમાં પેટમાં ઘોંચી દીધી. રકતના ખાબોચીયામાં નાગવાળો મહાદેવની પીડી પાસે જ પટકાઈ પડયો.

બરાબર એજ વખતે નાગમતી ત્યાં આવી પહોંચી પોતાના પ્રેમીને ભેટવા દોડી આવતો જોવાને બદલે તેને લોહીમાં તરફડતો દીઠો. નાગમતીનાં હૃદયમાંથી દુઃખની એક ઊંડી ચીસ નીકળી ગઈ, એની તમામ જહેમત પર આખરે પાણી ફરી વળેલું જોઈ એ જાણે ગાંડી બની ગઈ. નાગવાળાનું મસ્તક પાતાના ખોળામાં મુકીને હૈયાફાટ રુદન કરવા લાગી.

વાળા ! જોતા વાટ, નખરપતિ નમી ગયો,
કરમે આ કચવાટ, નર નિરખયો નહી નાગડો

હે વાળા નાગ! વાટ જોતા જોતા નક્ષત્રપતિ ચંદ્ર આથમવામાં આવ્યો . કર્મમાં લખેલુ દુઃખ કોણ મિટાવી શકે? હુ નર રત્ન નાગવાળાને આખરે નિરખી શકી નહી.

દરશન દે તુ નાગ, મોહન વગાડુ મોરલી.
કરમે કાળો ડાઘ, નર નિરખયો નાગળા,

હે વાળા નાગ! તુ મને દર્શન આપે તો હુ મોરલી વગાડુ. પણ કર્મમાં કાળો ડાઘ લખેલો તે કોણ ટાળી શકે?

દિન ઉગે દેવળ ચડુ, વાળાની જોવું વાટ,
આતમના ઉચાટ, ટાળ્યા ટળે નહી નાગડા
નાગ નિસરણી નાખ, કયે આરે ઉતરીયે,
પાવડીયારી ની પાંખ, નર ગુમાવ્યો નાગડો
નાગડા નાગરવેલ, રાફડ કા રોકી રહ્યો,

## ઐતિહાસિક કથા

નિકળ નિકળ છેલ, હુ વાદણ વગાડુ મોરલી
વાળા તણા વહાણ, આવ્યા સાયર ઝૂલતા,
ઉંડા જળ અણજાણ, નાગર તુટયા નાગડા,
નાગ તમે નાગપાળ, તે દી અમે નાગળી,
કાળજ મહી કટાર, નેહે મારી નાગડા,
તમે પાણી અમે પાળ, આઠે પહોર આહટતા,
તેદુણી ટાઢાર, નવી નથી કઈ નાગડા,
ડોબા ના ડોળેલ, ભૂંડા જળ ભાવે નહી
હૈડે અમૃત હેલ, નેહ તમારો નાગડા
વડલા હેઠે વાવ, હાલે હિલોળા કરે,
નાગમતી આ નાર, પરના નહી પાણી ભરે,

નાગમતીના છેલ્લા શબ્દો શ્રવણ કરતા નાગવાળાની આંખોમાં એક સંતોષનો ચમત્કાર આવી ગયો અને છેલ્લી વારના એની આંખો સદાને માટે મીંચાઈ ગઈ. નાગવાળાનાં પ્રાણ પખેરું અનંત ધામમાં ઉડી ગયા. નાગમતી ચોધાર આંસુ એ રડે છે ખોળામાં પડેલા નાગવાળાના મસ્તક સાથે જેમની તેમ બેસી રહી. એનું કરુણ રુદન જંગલની શૂન્યતામાં શુન્યવંત બની રહયું હતું. એટલામાં રાજકુમારીની શોધમાં નિકળેલો રાજા કેટલાક સવારો સાથે અહી આવી પહોંચ્યો શિવાલયમાંથી બહાર આવતા કરુણ કલ્પાંતોનો અવાજ કાને અથડાતા સૌ શિવાલયમાં ધસી ગયા.

અંદરનું દ્રશ્ય જોતા બધા જ ની આખો ફાટી રહી દ્રશ્ય ભયંકર હતુ નાગમતી હવે રાજકુમારી નાગમતી રૂપે દેખાતી ન હતી. સતિ સાવિત્રી જાણે પતિના પ્રાણ લેનારા યમરાજની પુંઠ પકડવા તૈયાર બની હોય એવી એ મહાયોગીની જેવી દેખાતી હતી. આ અકલ્પનીય દ્રશ્ય જોતા જ રાજા સઘળી પરિસ્થિતિ પામી ગયો હતો. નાગમતીને સમજાવી લેવા માટે હવે કોઈની હિંમત ચાલે એમ ન હતી. સઘળા પત્થરના પુતળા બની નાગમતીની આસપાસ સ્થિર થઈ ગયા હતા.

નાગમતીના શરીરમાં હવે સતિના ચિન્હો દેખાતા હતા. એના અંગે અંગને હવે કોઈ ઉંડી ધ્રુજારી ધ્રુજાવી રહી હતી. અનેક પ્રકારે રડતી કકળતી અને આકરંદ કરતી નાગમતીના શબ્દો કહી રહયા હતા કે :

અગર ચદન ના લાકડા, વન ખડકાવો ચેહ,
નાગો મુ કારણ મુઓ, ચેમા બળશા બેય

સતિ નાગમતીને અગ્નિદાહ દેવા માટે શિવાલયની સમીપમાં એક મોટી ચિતા ખડકવામાં આવી નાગમતી સ્થિર પગલે ચિતા તરફ ચાલી અને નાગવાળાના શબ ને લઈ ને લાકડાં અને ઘાસની બનાવેલી પર્ણકુટીમાં બેસી ગઈ. ગામનાં તમામ લોકો સતિ માતાના આર્શીવાદ લેવા માટે એકત્રિત થઈ ગયા હતા. થોડી જ વારમાં અગ્નિ ચેતવવામાં આવ્યો અને જય અંબે જય અંબે નાં ગગન ભેદી નાદથી આકાશ ગૂંજી ઉઠયું.

ભડભડતો અગ્નિ સહસ્ત્ર જીહવાઓ લહેરાવતો પ્રગટી ઉઠયો એક અજોડ પ્રેમી યુગલને એણે પોતાની ભયંકર છતા શીતળ ગોદમાં લઈ લીધુ. નાગવાળા અને નાગમતીનો આ અદ્ભુતીય પ્રેમ ઈતિહાસનાં પટ પર સર્વદા સુવર્ણ અક્ષરે અંકિત રહેશે. પલાંસવાથી દોઢ કિલો મીટર દુર પાવડીયાવાળા તળાવ આજે તો જીર્ણ થઈ ગયેલ છે ત્યાં તળાવની પાળ પર નાગવાળા અને નાગમતીની દેરી છે. કહેવાય છે કે પહેલાનાં સમયમાં કચ્છનાં ખેતરોમાં ગોળ ચાસ કરવામાં આવતા હતા તે બદલીને નાગવાળા એ સીધા ચાસ કર્યા હતા. કાનમેર વાગડમાં ખુબ જ જુનું ગામ છે. નાગમતી અને નાગવાળાના હાલમાં જે નાનું એવુ મંદિર છે ત્યા આજે પણ નાગવાળો નાગદેવતા થઈ ને ફરે છે ત્યા દર્શન કરવા જતા અનેક માણસોને સાપનાં દર્શન થાય છે તેમજ બાજુમાં આવેલ તળાવમાં હાલમાં પણ શિવ મંદિર દટાયેલુ છે તેના અવશેષો જોવા મળે છે. આ જગ્યામાં પલાસવાથી રમેશભાઈ રાઠોડ જે વર્ષોથી તેમના દાદા નાગમતી અને નાગવાળાના પાળીયાની પુજા કરે છે. પહેલાના સમયમાં નાગવાળાનો પાળીયો હતો તે વૃક્ષથી ચારેબાજુ ઘેરાયેલો હતો અમુક વર્ષો પહેલા તે બરાબર કરી ને હાલમાં મંદિર બનાવેલ છે. આ જગ્યા ગુજરાતની અમર પ્રેમ કહાની ધરાવતી જગ્યાઓમાંની એક છે અને પ્રથમ હરોળની જગ્યા છે. આ જગ્યાને ગુજરાત પવિત્ર યાત્રાધામ વિકાસ બોર્ડ અને ગુજરાત પ્રવાસન વિભાગ દ્વારા વિકાસ કરવામાં આવે તે જરૂરી છે.

# વાત વતનની



My Gujarat. Always remind me of the warm welcome of people. Gujarat Diaspore is unique with different cultures and heritage sites. Many new excavations being done and yet to be done to preserve our heritage not difficult anymore with the unique method of Atulya Varso and their team of expert historians. I have seen many new developments since past 10 years.

**- Rashmi Gohil**
Houston, Texas, USA.



Since I moved to Australia, first Sydney and then Melbourne, I've retained my Gujarati culture through the daily activities. I have managed to find Gujarati experience such as, food, clothing and festivities in Melbourne. The good thing about Melbourne is that it is culturally diverse. My friends here are originally from UK, Italy, Ireland, Pakistan, Iran, China, Malaysia etc. yet they all celebrate Gujarati festivities with me. I think being global in Melbourne has given me the freedom to practice Gujarati culture. I was born in Gujarat but then my architecture degree let me experience the world - Switzerland and Australia. I guess, one imbibes the culture of the place they were born in. Culture for me is a way of life, the mundane routines one follows-living with family, respecting elders and teachers, Seva (volunteering), wholistic and freshly made food etc. etc. No one has to teach culture, it comes naturally, but efforts have to be made to preserve it.

**- Mittul Vahanvati**
Lecturer, RMIT, Melbourne



Gujarat for me is like the breathe that I take. I have lived and breathed Gujarat for most of my life. Gujarat is synonymous to history,heritage , art and culture. It has rich heritage sites including UNESCO heritage sites. From childhood I seen most of the beautiful places of Gujarat like huge forts, havelis, temples, wild life sanctuaries and so much more. The Gir sanctuary has the Asiatic lions, Blackbuck National Park, Velavadar and Narara Marine National Park, Wild Ass Wildlife Sanctuary, Nal Sarovar Bird Sanctuary, Kutch Desert Wildlife Sanctuary, Kutch Bustard Sanctuary, Narayan Sarovar Sanctuary, Jessore Sloth Bear Sanctuary, Jhambughoda not to forget Indroda park and so on and on I can go because I am an animal lover . And I have grown up seeing flamingoes, black buck, lions,(closely in open at Gir), wild ass etc. But most importantly it has very ancient stepwells like Adalaj step well , Ranki Vav and so many more,which is really unknown to this new generation.However, many are ruined and not taken care. The mountains, rivers and endless heritage sites enrich the treasures of Gujarat. Being an Amdavadi , how can I not mention the Gujarati food. The theplas, ladoo, fafda, jalebi , undhiyu and so many more mouth watering delicacies of Gujarat ,which are famous all over the world. Gujarat has produced so many poets and writers and historians. I can never get tired of reading Jhaverchand Meghani, Kundanika Kapadia, Gautam Bhagat , Tuhsar Shukla and the list is endless. Although, I am in Canada now but I just run to any Gujarati concert or event held here. My ears yearn for Gujarati songs and hear the voices of singers like Shyamal Munshi,Rasbihari Desai, Diwaliben Bhil ,Manhar Udas and so on. Ahmedabad also has the culture of keeping musical programmes , book fairs, flower shows , kite festival, business summits etc to create awareness among the new generation,which is very appreciable. I can go on writing articles and articles on Gujarat, which ofcourse is not possible here. In a nutshell , I should say that one can not just visit sightseeing places to know Gujarat but one has to breathe Gujarat to actually feel the love , hospitality and heritage of Gujarat. Although, I am Sindhi but I cant deny that I am also a Gujarati first. And I am proud to belong to Gujarat and will always spread its fragrance wherever I go. I am also proud to be associated with Atulya Varso , where Kapilbhai and the team are doing excellent work to preserve and revive the ruined sites and shaken heritage. We all should also preserve the heritage and take necessary steps for its betterment. Save our Monuments, Save our nations pride. It is not the honor that you take with you, but the heritage you leave hind.

**- Gita Sharma**
Educationist and Heritage lover, Winnipeg, Canada



## અનેક રહસ્યોને હજુસુધી અકબંધ રાખનાર

# કચ્છની કાનમેર વસાહત

- નરેશ અંતાણી

કચ્છ જિલ્લામાં દર વર્ષે શિયાળામાં કેટલીય વસાહતોનું ઉત્ખનન કરવામાં આવતું હોય છે. આવા ઉત્ખનનોમાં કેન્દ્ર અને રાજ્ય સરકારના પુરાતત્વ વિભાગ ઉપરાંત દેશ-વિદેશના વિશ્વ વિદ્યાલયો તેના સંશોધનમાં સામેલ થતાં હોય છે. ઈ.સ.૨૦૧૫માં કચ્છના પ્રાચીન વાગડ વિસ્તારમાંથી ખનનકાર્ય દરમ્યાન પ્રારંભમાં જ એક સુંદર નગરરચના ધરાવતું નગર મળી આવ્યું હતું. રાપર તાલુકાના કાનમેર ગામ નજીક આવેલી ટેકરી પર આ હડપ્પીય નગર ધરબાયેલું રહ્યુ છે. સમગ્ર આયોજન ગુજરાત સરકારના પુરાતત્વ વિભાગ, રાજસ્થાન વિદ્યાપીઠ, ઉદયપુરના પુરાતત્વ વિભાગ તથા જાપાન સરકારના માનવસંસાધન અને પ્રાકૃતિક સંપદા સંશોધન વિભાગના સંયુકત ઉપક્રમે કરવામાં આવ્યું હતું.

૨૫૦૦ની વસતી ધરાવતા કાનમેરના ઉત્ખનન કાર્યની વિગતો આપતા રાજસ્થાન વિદ્યાપીઠના પુરાતત્વ વિભાગના વડા પ્રા. ડૉ. જીવનસિંહ ખરકવાલે જણાવ્યું હતું કે 'આમ તો અહીં આ નગર હોવાની સંભાવના ઈ.સ.૧૯૯૬માં જ ધોળાવીરાના ઉત્ખનનમાં જેમનો સિંહફાળો છે તેવા પદ્મશ્રી ડૉ. આર.એસ. બિસ્ટને જણાઈ હતી. એ પછી ૨૦૦૬માં આ અંગે સંશોધન કરવામાં આવ્યું હતું અને એ જ વર્ષના એપ્રિલ મહિનાથી ઉત્ખનનકાર્ય આરંભવામાં આવ્યું હતું અને તેનું વિધિવત્ કાર્ય ૨૦૧૫માં શરૂ કરવામાં આવ્યુ.' અહીં ખનનના આરંભે જ ૮૦ x ૮૦ મીટરની દીવાલ તથા હડપ્પીય લિપિ અંકિત પૉટરી મળી આવી છે. ઉત્ખનનના આરંભમાં જ આટલી સફળતા મળતાં પુરાતત્વીય સંશોધકો આનંદમાં આવી ગયા હતા. કાનમેરની સંપુર્ણ હડપ્પીય વસાહત ૧૫૦ x ૧૫૦ મીટરના વિસ્તારમાં ફેલાયેલી છે. અહીંથી મળી આવેલી ૧૭ મીટર લાંબી અને ૧૧ મીટર ઊંચી દીવાલ જોતાં સુરક્ષાના મજબુત કવચથી આ નગર રક્ષિત હશે એવું અનુમાન કરી શકાય છે. આ દિવાલનો દરવાજો પણ મળી આવ્યો છે. આ દીવાલોમાં વાપરવામાં આવેલા પથ્થરો અહીંથી નજીકના કચ્છના જ વાગડ વિસ્તારના મરડક બેટના છે. આ બેટમાંથી દરિયાઈ માર્ગે હોડીઓમાં પથ્થરો અહીં લાવી અહીં જ ઘડી અને તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ડૉ. એમ. કે ધવલીકરના અનુમાન મુજબ આ નગર એક કેમ્પ હશે, કારણ કે આ નગરમાં એક જ સામૂહિક રસોડાના અવશેષો મળ્યા છે. નગરની અંદર મકાનો તથા માર્ગો પણ દેખાય છે. ઉત્ખનનકાર્યના આરંભના કામ દરમ્યાન અહીંથી જંગલી ભેંસના હાડકાં, માટીના પાત્રો, ઘઉં, મગ અને ચોખાના દાણા પણ મળી આવ્યા છે. ખંભાતથી મળતાં મોતી જેવાં જ મોતી પણ અહીંથી મળી આવ્યા છે. અહીંથી મળી આવેલા માટીપાત્રો રાજસ્થાન અને ગુજરાતની હડપ્પીય વસાહતોમાં સામ્યતા ધરાવે છે. કાનમેરનું આ હડપ્પાકાલિન નગર એક સમયે દરિયાથી વધુ નજીક હોવાની સંભાવના છે અને જે તે સમયે તે એક મોટું વ્યાપારીમથક હોવાની સંભાવના પુરાતત્વવિદો વ્યક્ત કરે છે. શિકારપુર તથા કાનમેર બંને નગરોની તુલના કરતાં જણાય છે કે શિકારપુરની દીવાલો માટીની બનેલી છે જ્યારે કાનમેરની દીવાલો મજબુત પથ્થરોની બનેલી છે. આથી કાનમેર વધુ સુરક્ષિત અને મહત્વનું હશે.

ધોળાવીરા જેમ સમાજના વિવિધ સ્તરોને વિભાજિત કરતી નગરરચના ધરાવે છે, તેનાથી વિપરીત કાનમેર એક જ કિલ્લામાં રક્ષિત હોઈ બે સંભાવના વ્યક્ત કરી શકાય, એક તો આ નગરમાં માત્ર ઉચ્ચ વર્ગના લોકો જ વસવાટ કરતા હશે અથવા તો આ નગર તમામ સ્તરના લોકો એક સંપથી રહેતા હશે. ભવિષ્યમાં કાનમેર ખાતે જ પુરાતત્વીય સંગ્રહાલય બનાવવાનું આયોજન હોવાનું ડૉ.ખરકવાલ તથા પુરાતત્વ વિભાગ ગુજરાતના પૂર્વ નિયામક ડૉ.યદુબીરસિંહ રાવતે જણાવ્યુ હતું. વસાહતના સંશોધનનો હવાલો ધરાવતા અધિકારી કે. પી. સિંઘે આપેલી વિગતો મુજબ કાનમેરની આ વસાહત કચ્છની અન્ય વસાહતો કરતાં અનન્ય છે, કારણ કે આ વસાહતના વસાહતીઓ એ સમયે ધોળાવીરા, લોથલ તથા તેની સમકાલિન વસાહતો સાથે દરિયાઈ સબંધો ધરાવતા હોવાની સંભાવના પણ દેખાય છે. કાનમેરના છેલ્લા ઉત્ખનન સમયે વસાહતમાંથી ગોળ મોટા મણકાઓ મળી આવ્યા છે જેનો ઉપયોગ વસાહતીઓ પોતાની ઓળખ પ્રસ્થાપિત કરવા ઓળખકાર્ડ તરીકે કરતા હશે એવું અનુમાન પણ તેમણે કર્યું હતું. આ મણકાઓમાં એક કાણું છે જેમાં દોરો આરપાર પરોવી શકાય તેવી વ્યવસ્થા છે. તેમાં સિલ્ક જેવા કાપડના દોરા પણ પરોવેલી હાલતમાં મળ્યા છે આથી જ તે ઓળખપત્ર હોવાનું માની શકાય છે, આ મણકાઓમાં તીર જેવું કોતરેલું નિશાન પણ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે જે વ્યકિતની અધિકૃતતા વ્યક્ત કરવા માટે હોઈ શકે તેવું પણ અનુમાન આ સંશોધનકર્તાઓએ કર્યું છે. એક વસાહતથી બીજી વસાહતમાં આવન-જાવન સમયે આ ઓળખકાર્ડનો ઉપયોગ કરવામાં આવતો હોઈ શકે. આ પ્રકારનું ઓળખપત્ર કચ્છમાંની વસાહતોમાંથી સૌપ્રથમવાર મળી આવ્યું હોઈ તેને અતિ મહત્વની શોધ ગણાવાય છે. આ સીલ મણકાઓ પાકી લાલ માટીના બનેલા અને મજબૂત પણ છે.



આ ઉપરાંત આ વસાહતમાંથી આસમાની તથા સફેદ રંગનાં મોતી પણ મળી આવ્યાં છે તેને લેપ્ટીસ કહેવામાં આવે છે. આ પ્રકારનાં મોતી અફઘાનિસ્તાનની વસાહતોમાંથી આવ્યા છે, પણ ત્યાં કાણાં કર્યા વગરના છે જ્યારે કાનમેરથી મળેલાં મોતી કાણાંવાળા આરપાર દોરો પરોવી શકાય તેવા પ્રકારના છે. અહીંથી જ મોતીમાં કાણાં કરવાનું ઓજાર પણ મળી આવ્યું છે. એ રીતે અફઘાનિસ્તાન કરતાં કાનમેરની વસાહત આધુનિક કહી શકાય. વળી એવું પણ અનુમાન કરવામાં આવે છે કે સંભવી શકે કે અફઘાનિસ્તાનથી મોતીઓ અહીં કાણાં પાડવા માટે આવતા હોઈ શકે. આ મોતીઓ પકાવવા માટેની ભઠ્ઠી પણ અહીંથી મળી આવી છે. કાનમેર વસાહતમાં છેલ્લે કરાયેલ ઉત્ખનન દરમ્યાન સમ્રાટ અશોક સમયનાં માટીપાત્રો પણ મળી આવતાં એવુ અનુમાન કરી શકાય કે, હડપ્પીઓના આ વસાહત છોડી ગયા પછી અન્ય સંસ્કૃતિના લોકો પણ અહીં વસવાટ કરી ગયા હશે. સૌરાષ્ટ્રના બગસરામાંથી એ કાળમાં મળતી શંખની બંગડીઓ જેવી જ બંગડીઓ અહીંથી પણ મળી આવી છે અને તેને બનાવવાના કોઈ ઓજાર મળ્યા નથી એટલે સંભવી શકે છે કે એ સમયે આદાન-પ્રદાનના વ્યવહારથી બગસરાથી આ બંગડીઓ અહીં લાવવામાં આવતી હશે. માત્ર બે જ વખતના ઉત્ખનન દરમ્યાન આટલી મોટી ઉપલબ્ધી મળી આવતાં તથા અહીંથી મળતાં પ્રમાણો કાનમેર વસાહતને અદ્વિતીય સાબિત કરે છે.

सत्यमेव जयते

**ક્લાઇમેટ ચેન્જ વિભાગ**
**ગુજરાત સરકાર**

# બેટરી સંચાલિત રીક્ષા અપનાવીએ, પેટ્રોલ બચાવીએ તથા પર્યાવરણનું જતન કરીએ




- આ યોજનાનો લાભ ગુજરાત રાજ્યના નાગરિકો વ્યક્તિગત ધોરણે અને વિવિધ સંસ્થાઓ વહેલા તે પહેલાના ધોરણે લઈ શકશે.
- અનુસૂચિત જાતિ, અનુસૂચિત જનજાતિ, દિવ્યાંગો તથા રીક્ષા ચાલકોને અગ્રિમતા આપવામાં આવશે.
- રાજ્ય સરકાર દ્વારા રૂ. ૪૦,૦૦૦/- પ્રતિ ઈ-રીક્ષા ની નાણાકીય સહાય બેંક ખાતામાં જમા કરવામાં આવશે.
- યોજનાનો લાભ મેળવવા માટે અધિકૃત ઉત્પાદકોનો સંપર્ક કરવાનો રહેશે.
- આ યોજના હેઠળ એડવાન્સ બેટરી (લીથીયમ) વાળા વાહનો ઉપલબ્ધ છે તથા બેટરી માટે બે વર્ષની વોરંટી ઉત્પાદકો દ્વારા આપવામાં આવે છે.
- જાહેરાતમાં આપેલ ફોટો માત્ર પ્રતીકાત્મક છે. વાહનોના મોડેલ ઉત્પાદકનો સંપર્ક કરીને પસંદ કરવાના રહેશે.

વાહનોના અધિકૃત ઉત્પાદક, મોડલ તથા ભાવની માહિતી
GEDA ની વેબ સાઈટ - www.geda.gujarat.gov.in ઉપર ઉપલબ્ધ છે.

## વધુ વિગતો માટે સંપર્ક

- મહિન્દ્રા ઈલેક્ટ્રીક મોબીલીટી લી.
  ૯૯૦૯૯૮૩૭૦૧, ૮૯૮૦૦૩૫૮૮૯, ૯૫૧૨૭૧૯૮૦૦
- અતુલ ઓટો લી.
  ૯૭૩૭૯૯૦૦૦૫, ૯૭૧૪૮૧૮૯૦૦, ૯૫૮૬૧૨૧૮૦૭



GEDA
ગુજરાત ઊર્જા વિકાસ એજન્સી
GUJARAT ENERGY DEVELOPMENT AGENCY


ગુજરાત ઊર્જા વિકાસ એજન્સી, ચોથો માળ, બ્લોક નં. ૧૧-૧૨, ઉદ્યોગ ભવન, સેક્ટર-૧૧, ગાંધીનગર.
સંપર્ક : ફોન : ૦૭૯-૨૩૨૫૭૨૫૧, ૫૩ ● ઈ-મેલ : director@geda.org.in ● વેબ સાઈટ : www.geda.gujarat.gov.in